# શેઠનાના કુટુંબનો ટુંક હેવાલ અને વંશાવલી.

બરજોરજી કાવસજી શેઠના.

# શેઠનાના કુટુંબનો ટુક હેવાલ

અને

# વંશાવલી.



છપાવી પ્રગટ કરનાર—

બરજોરજી કાવશજી શેઠના



શેહેનશાહી સને ૧૨૯૪.



ઇંગ્રેજી સને ૧૯૨૪



લખનારની સલામ સાથે પુગે.

મારા

મરહુમ વહાલા પીતાજી

શેઠ હોરમસજી કુવરજી શેઠનાને

આપણા કુટુંબની આ નાનકડી વંશાવળી

માન અને પ્રીત સાથે

અરપણ કરૂં છું.

# દીબાચો.



"તવારીખ ગોયા એક આરસી છે, જેમાંથી સેંકડો બલકે હજારો વરસના બનાવો આપણા દીઠામાં આવે છે."

નહાની વયમા આપણા ગુજર પામેલાં ન્યાગાનો માટે હરેક કીસમની વાતો સાંભળવાનો ઘણો શોખ હતો, પણ નહાની વયે ધંધા નોકરીએ રોકાયાથી અને ટુંક મુદતમાં પરદેશ જવુ થયાથી આએ કામ હાર પાડવાને કીધેલી તજવીજ ફોકટ ગઈ પણ હમણા ખોદાની મેહેરથી અને આપણા કુટુંબના બાનુઓ અને સાહેબો તરફથી જોઇતી થોડી ઘણી ખબરો એકઠી કરવાને સામરથવાન થયાથી, ઘણા વરસોની હોંશ હાલ અમલમાં મુકવાને તજવીજ કીધી છે, તે વીશે ઉમેદ રાખુય જે આપણા કુંટુબીઓ તેને આવકારદાયક ગણશે. આએ નોધમાં આગલા મુરબ્બીઓની નોંધ પોઠી, કાગલ્યા વગેરે વાચતા થોડીક વધુ વીગત મલી શકી, તે ઉપરાત જાણીતા પારસી લેખક મરહુમ ખા૦ બા૦ બમનજી બેરામજી પટેલના "પારસી પ્રકાશ"માંથી પણ ઘણીક હકીકત મલી શકી છેજી

હીંદુસ્તાનના જુદા જુદા ભાગોમા આપણા કુટુંબીઓ વસ્તા હોવાથી તેઓ તરફથી જોઇએ તેટલી અગતની બીના બહાર આવી શકી નહી, કારણ જે આગલા વખતમા જાજી કેળવણીની ગેરહાજરીને સબબે આગના ન્યાગાનોની હાથની કશી યાદી યા લખાણની શાદત કોઇ પાશે મોજુદ નથી, તોપણ બની શકતી દરેક તદબીરથી ખબરો મેળવી આએ આપણા કુટુંબની વંશાવલી હાલના અને ભવીશના આપણા કુટુબીઓને ઉપયોગી થઈ પડશે, એવી શુભ આગાહીથી આએ પુસ્તક ફકત આપણા કુટુબના અને લાગતા વળગતાં માટે છપાવી પ્રગટ કીધું છે.

મરહુમ શેઠ દારાબ શેઠના કુટુંબીઓ તરફથી દરેક જોઇતી ખબર મેહેરબાની રાહે પુરી પાડવામાં આવી છે, તેથી તે આએ પુસ્તકમાં દાખલ કીધી છે, પણ મરહુમ શેઠ હોરમસજી પાલનજી (આશા) શેઠના કુટુબીઓએ તેવી ખબર ઘણીવાર અરજ કરવા છતા મોકલી નથી, તેથી દલગીર છુ જે આએ પુસ્તક જોઇએ તેટલી સંપુરણ વીગત સાથે બહાર પાડવાની લેખકની ઇચ્છા ફલીભુત થઈ નથી, પણ ભવીશમા જો બીજી આવૃત્તી બહાર પાડવાને કોઈ વેળા ફરશુદ મળશે તો તે માટે કોશેશ કરતી

ખબરો આ એ અહના લખનારને અગાઉથી પુરી પાડવામા આવશે તો ઘણી કૃપા થશેજી.

આએ પુસ્તક બનાવવાને બની શકતી દરેક તજવીજ કીધી છે. પણ નજર ચુક થઇ હોય તો તે દરગુજર કરવાની વીનંતી છેજી

પુસ્તકના પાછલા ભાગમા હવે પછીના બનાવોની નોંધ લખી લેવાની કોલમ બનાવી છે, તે ઉપર વાંચનારનુ ધ્યાન ખેંચવામા આવેછેજી. એ યાદીનો ઉપયોગ કરયાથી ભવીશની વશાવલી માટે એક ઉત્તમ સાધાણ થઈ પડશેજી



# સાંકળયું.

# આપણા કુટુંબની આગલી ટુંક તવારીખ.

---

આપણુ કુટુબ આગલા પ્રખ્યાત અકાબર ચાગા આશાથી ઉતરી આવેલુ લાગે છે તે વીશે પારસી પ્રકાશ મધેથી નીચલી નોધ મલી આવે છે —

"નવસારીના બેહદીનોમા શેઠ અને પટેલના જાણીતા કુટુબો થઈ ગય. છે, જેઓના વડવાઓ પણ નવસારીના તથા તેની આસેપાસેના ગામોમા પટેલાઈ કરતા હતા કેહે છે કે પટેલ, શેઠ, અને તલાટી એ ત્રણુડે કુટુબોના વડ‍વો નનસ રીના આગલા પ્રખ્યાત અકાબર ચાગા આશાના વશના હતા, પણ તેનો બરાબર સેલ સેલા મલી શકતા નથી" પટેલ કુટુબ વીશે થોડીક નોવ પછી "પારસી પ્રકાશ" નીચે મુજબ લખે છે, "શેઠના કુટુબની એક શાખા નવસારી મધે ગેટળાની અટકથી તથા એક શાખા સુરત રૂસતમપુરા મધે તથા બીજી મુબઇ મધે શેઠનાની અટકથી વસે છે એ કુટુબના નીચલા વડીલો નવસારી ખાતે છેલ્લી ત્રણુ સદીઓના અરસામા ઘણા જાણીતા હતા જામાસ્પ હોશંગ શેઠ, રાનજી જામાસ્પ શેઠ,સોરાબ જામાસ્પ શેઠ, કુકા સાપુર શેઠ, કુકા રૂસ્તમ શેઠ, દાદા કુકા શેઠ, હોશગ દાદા શેઠ, નરીમાન શાગર શેઠ, કડવા કેરશાસ્પ શેઠ, રાનજી પેશોતનજી શેઠ, કુકા નોશરવાન શેઠ"

વળી એજ પુસ્તકના પાને ૮૮ મે નીચલી નોધ મલી આવે છે, તે જરા વધારે interesting લાગવાથી અત્રે ટપકાવી લેવાની લાલચ થોભાવી શકતો નથી. કહે છે કે મરહુમ સર જમશેદજી પેહેલા બેરોનેટનો જન્મ "અથા ઉંવેરીયો" નામના મહોલ્લામા થયો હતો એવણુના બાવા તથા માય એકજ વરસમા એમને ૧૬ વરસની ઉમરના મુકી મરણુ પામ્યા હતા નવસારી તેમજ મુબઇમા કેટલેક ઠેકાણે અમોએ સાભળ્યુ છે કે એવણુનુ કુટુબ નવસારીના આગલા વડા અકાબર ચાગા આશાના વશની કોઇ છોકરી સાથે સગાઈ ધરાવે છે."

પણ એ પછી આએ અહના લખનારે વધારે શોધ ખોળ કરતાં ચાંગા આશાથી ઉતરી આવેલી આપણી ઓલાદની સેલ સેલા

મેલવી શકયો છે તે માટે હુ ખાત્રી પુર્વક નોધ આપી શકતો નથી પણ શેઠ ચાગા આશાના મરણના વરસની નોધ કેટલીક ચોપડી પરથી મલી આવીય, તે ગણતરી પરથી અમદાવાદવાલા શેઠ દારા શારપુરજી શેઠના (બારીસ્ટર) એ લખી મોકલેલી વશાવલી લગભગ બધબેસ્તી આવેચ તેથી તે અત્રે છપાવી પ્રગટ કરાવાને દુરૂસ્ત ધારયુ છે

## મરહુમ શેઠ ચાંગા આશા.

એઓ શેઠ કયા વરસમા જન્મયા હતા, તેની નોધ મલતી નથી, પણ એવો વીશે પારસી પ્રકાશમાથી નીચલી તવારીખ મળી આવે છે, તે એમની એમ અત્રે ટપકાવી લીધી છે —

સજાણમા મહુમદ બેગડાની લડાઈમા હાર્યા પછી ત્યા બાકી બચેલા જરથોશ્તીઓ પોતાની સાથે આતશબેહેરામને લઇને થોડીક મુદત સુધી બાહરોટના પાહાડે તથા વાસડાના જગલો ભણી જઈ વસ્યા હતા પણ આએ વેળાએ નવસારીમા ચાગા આશા નામે સરદેસા વંઆરે તવગર એક બેહદીન હતા, તેવણે આતશ બેહેરામ સાથે આવેલા મોબેદોને સમજાવી તથા તેઓ સાથે બદોબસ્તો કરી વાસડેથી આતશબેહેરામને નવસારી ખાતે ઘટતી ક્રીયા સાથે લાવ્યા હતા

ઈસવી સને ૧૪૭૮ યઝદેઝરદી સને ૮૪૭ મા ઇરાનથી જરથોશ્તીઓ હીદુસ્તાનમા આવ્યા પછી તેઓમા દીવસે દીવસ પોતાના ધર્મ તથા રીવાજોને લગતુ અજ્ઞાનપણુ વધતુ ગયુ, અને ધર્મ સબધી બાબદોમા તેમને ઘણીક નાવાકેફીઓ હોવાથી આએ વરસમા નવસારી, સુરત, ભરૂચ, ખભાત, અકલેશ્વર વીગેરેના જરથોશ્તીઓએ મલી બેહદીન ચાગા આશાની મદદથી બેહદીન નરીમાન હોશગ નામના ભરૂચના એક ખબરદાર તથા હીમતવાન જરથોશ્તીને પહેલ વહેલો હીદુસ્તાનથી ઈરાન તરફ ત્યાના દસ્તુરો, મોબેદોને પુછી આવવાને ધર્મ લગતા સવાલો આપી મોકલ્યો હતો

મરહુમ શેઠ ચાગા આશાનુ મરણ આસરે ઈ સ ૧૫૧૫ મા વરસ ૬૦) થી ૬૫) ની ઉમરે નીપજેલુ ધારવામા આવે છે

**ઈ. સ. ૧૫૩૧**—મરહુમ શેઠ ચાગાના વડા બેટા મરહુમ શેઠ માણેક ચાગા આશાએ પત્થરનુ એક દોખમુ નવસારી મધે બધાવી પરઠાવ્યુ હતુ

**ઈ. સ ૧૫૩૩**—નવસારીના અકાબર મરહુમ શેઠ માણેક ચાગા આશા તથા તેમના દીકરા બહમન માણેકે શી યઝદથી આવેલા કાઉશ

ફરીબોરઝ નામના બેહદીન પાસે "અરદા વીરાફ નામુ" ફારશી બેતોમાં લખાવ્યુ હતુ

મરહુમ શેઠ બહુમન માણેક ચાગાના બેટા નોશરવાનની નોધ ઈ સ ૧૫૦૧ મા મલે છે એ વરસમા બે જરથોશ્તીને ધર્મ સબધી પુછપરછ કરવાને ઈરાન મોકલ્યા હતા તેમા શેઠ નોસરવાન બહમનનુ નામ નજરે પડે છે

એ પછી ઇ સ ૧૫૭૩ ના સાલમા મરહુમ શેઠ રાનજી કુકા (રાણા કુકા) વીશે નીચલી નોધ જણાય છે

તા૦ ૮ મી નવેમ્બર ૧૫૭૩–"આજ રોજે નવસારીના સમસ્ત બેહદીનોએ મલી એવો બદોબસ્ત કીધો હતો કે હાલમા કેટલાક ભગરયા મોબેદોએ એવુ લખ્યુ છે કે જેનો વારો આવે તે સર્વે મોબેદોનુ કામ કરે, પણ તે ઉપર આપણે બેહદીનો રાજી નથી, માટે આપણે જેમ આપણુને મન માને તે મોબેદોની પાસે સર્વે કામ કરાવવુ" એ લેખ પર ૩૪) બેહદીનોની સહી છે, તેમા રાનજી કુકાની પણ સહી કીધેલી જણાય છે

તા૦ ૧૪ મી ડીસેમ્બર ૧૭૩૫ ને દીને નવસારીમાં મલેલી જરથોશ્તીઓની સભામા મોબેદોના કામકાજ સબધી થયેલા ઠરાવોના લેખ પર આશરે ૧૦૦ બહેદીનોએ સહી કીધી છે તેમા શેઠ મીનોચહેર કુકાનુ નામ નજરે પડે છે

એ ઉપરથી આગાઆશાથી જે વરસોની નોધ ઉપજાવી લખી છે, તે ઉપલા બનાવો જોતા ખોટી માલમ પડતી નથી (જુઓ તખ્તી A)

તે પછી આપણા વડવાઓ નવસારીથી સુરત આવી વસ્યા હતા, અને અનેક મુશીબતો ભોગવી સને ૧૮૨૦ સુધી રૂસ્તમપુરામા વાસો કરી રહ્યા હતા

રૂસ્તમપુરામા "આશા પુરા" નામે મહોલ્લો હતો, જે સને ૧૮૨૨ ની મોટી આગમા સદતર નાશ પામ્યો હતો ત્યા ફક્ત બે ચાર ઘેરોની ભાગેલી દીવાલ હજુર મોજુદ પડેલી છે

ઉપલા લખાણના વધુ ટેકામા મને હમણા સુરતથી ભાઈ મેરવાનજી હોરમસજી શેઠના તરફથી તા૦ ૨૭ મી આગસ્ટ ૧૯૨૩ નો "સુરત અખબાર" નો અક મલ્યો છે તે મધેથી આપણા કુટુબને લાગુ પડતા નીચલા ફકરા અત્રે ઉતારી લેવાને દરૂસ્ત ધારૂ છુ —

'સુરત શહેરની સુખ શાતી સબધી કેટલીક સુચના સુરત મ્યુનીસીપલના નવા ચીફ ઓફીસર મી૦ ત્રીભોવનદાશ ઠક્કરે કરેલી આ પત્રના ગયા અકમા અમે આખી પ્રગટ કરી છે, તેમા તેમણે રૂસ્તમપુરા તથા નાનપરાના પારસી જીલ્લામા રહેતી સફાઇ ચોખ્ખાઈ તરફ શહેરના બીજા ભાગોના રહીશોનુ ધ્યાન ખેચ્યુ છે તે નીચે પ્રમાણે છે—જ્યારે ખેતીને બરની રૂસ્તમપરાવાલી જમીન થઇ, ત્યારે મોટો કોટ (આલમ પનાહ કોટ) નવાબ સાહેબે બધાવ્યો, ને કોટના બાર ભાગળો મુકી, હજી તે અખડ છે એ રીતે શહેરને સલામત બનાવ્યુ, તે અરસામા નવસારીમા પીંઢારા ધાડ પાડતા, અને લોકોને "ગનીમો" લુટતા તે વારામા યુરોપી પ્રજાઓની વેપારની કોઠી એટલે વખારે સુરતમા બધાઇ હતી તેઓ કાપડ ખરીદતા તે વારામા નવસારીમા ધુમ રેશમી કાપડ વણુતા, અને તે વણાવનારા પારસી શેઠો હતા તેઓનો માલ અગ્રેજ, ફ્રેચ, વલદા વેપારીઓ ખરીદી, વીલાયત ચઢાવતા ત્યા તેમને એકના દશ થતા હતા એ વેપારીઓ નવસારીના વણકરોને અને શેઠ લોકને સુરતના આવી જાથુક રહી ધધો ચલાવવા કહેતા તે કારણથી નોસારીથી આસરે સને ૧૭૦૦ ના સાલમા ૧૫૦૦ થી ૨૦૦૦ બેહેદીન પારસી લોકો સામટા સુરત આવ્યા તેમની સાથમા શેઠ, પટેલ, અને તલાટી કુટુબો હતા, નોસારી મોરચાના થડમાજ, પુન્ય ગોપીના તલાવની દક્ષીણે, ઉપર કહયા મુજબની ખેતીની જમીન પડત હતી, તે જમીનનો આખો કસબો મરહુમ શેઠ રૂસ્તમ માનેક શેઠ પાસેથી લીધો, અને તેમા તે વખતની રીત પ્રમાણે ઘરો બાન્ધ્યા તેઓએ મોટો ફળીઓ, મલેસર ફળીઓ, છેલ્લે મોહોલો, આશાપરૂં, વાડી મોહોલો, વગેરે ફળીઆ, હારબધ એક સરખી લાઈનમા બાધ્યા

"એ સઘલા પર ઉતરતા આવેલા રીવાજ મુજબ શેઠ, પટેલ, અને તલાટી નજર રાખતા, અને સઘળા પોતે પોતાનુ સભાલી કામ કરતા હતા"

(એવુ સાભળ્યુ છે જે મરહુમ શેઠ રૂસ્તમ માણેક શેઠના નામ પરથી "રૂસતમપરા" પાડયુ હતુ જ્યારે "આશાપરા" માટે એમ સમજાયેચ જે મરહુમ શેઠ બરજોરજી મીનોચહેર શેઠનાને ત્યા ઘણી મોટી ઉમરે દીકરાનો જન્મ થયાથી તેનોનુ નામ જાલનજી આશા શેઠ તરીકે બોલાતુ હતુ, અને તે પરથી "આશાપરા" બાધ્યુ હતુ હજુર પણુ એ પરામા ૧૮૨૨ ની મોટી આગ પછી થયેલી ખરાબીની નીશાનીઓમા તે વેલાની ઘરોની દીવાલો થોડી ઘણી ઉભેલી નજરે પડે છે)

એ પછી મરહુમ શેઠ દારાબ શેઠની જીંદગીની થોડીક નોંધ મલ્યા સીવાય તેઓના બાપ બપાવાની જીંદગી વીશે કશું લખાણુ મલી શકતુ નથી.

સને ૧૯૨૩ ના મે માસમા આએ અહના લખનાર સુરતની મુલાકાતે ગયો હતો, ત્યારે ત્યાના રૂસ્તમપુરાના બુજરગ રહીશ શેઠ એદલજી બરજોરજી પટેલ સાથે વાત થતા એવુ સાભલ્યુ હતુ જે આશરે સને ૧૭૦૧–૧૭૧૦ ના વરસમા આપણુ કુટુબ કામ ધધાની શોધમા નવસારીથી સુરત આવી રૂસ્તમપુરામા વાસો કીધો હતો તે વેળા હાથના વણાતના કામમા જાજી હાસલ હોવાથી, સુરતી કીનખાબ, અલેચા વગેરે વણકરો પાસે વણાવી શહેરમા લાવી વેચતા હતા

શેઠના અટક કેમ પડી તે વીશે એવુ સાંભલ્યુ હતું જે, વણકર લોકો "શેઠ" ને ઘેર કામ સારૂ રોજ જતા હતા, તેથી તેઓ "શેઠ" ને ઘેર કામ સારૂ જઇએ એવુ બોલતા હતા, તે ઉપરથી "શેઠ" યાને "શેઠના" અટક પડી હતી

## શેઠ દારાબજી કેરશાસ્પજી શેઠના

એ શેઠની અગાઉના વડવાઓ વીશે કશી હકીકત મલી શકતી નથી, તેથી તેઓની જીંદગીનુ બ્યાન આપી શકાતુ નથી શેઠ દારાબ શેઠ વીશે એવુ સામલ્યુ જે એઓ ઘણા મહેનતુ અને ભણુનાર માણસ હતા વણકરોને પૈસા ધીરી, વણાટનું કામ કરાવી, દાળ રોટલીએ સુખી હતા એવોને ત્યા એકજ ફરજદ બાઈ સુખલીબાઇનો જન્મ થયા પછી, ઘણા વરસો સુધી છોકરાનો જન્મ થયો નહી, તેથી પોતાની ધણીઆણી હીરાબાઇ ઉપરાત, તે વખતના રીવાજ પ્રમાણે બીજી બાઇડી કરવાની તજવીજમા હતા તેવામા એક નજુમીને પુછતા તેને જણાવ્યુ જે તમારી પહેલી બાઈડીને પેટેજ એક છોકરો જનમશે, અને તેનો વશાવેલો મોટો અને આબાદ થશે તે પછી થોડા વખતમા એવોને ત્યા એક બેટાનો જન્મ થયો તેનુ નામ કાઉશ યાને કાવશજી રાખ્યુ. કાઉશ શેઠ ગણા લાડકા હતા, અને કુટુબમા ઘણા પલેટાઇ ગયા હતા એવો પુખ્ત ઉમરના થાય તે અગાઉ પોતાના મુરબ્બી દારાબ શેઠનુ છત્ર ખોયુ. શેઠ દારાબ શેઠનુ મરણુ રોજ ૨૧ મો માહ ૯ માને દીને નીપજ્યુ હતુ, પણ આપણી દીલગીરી એટલીજ છે જે એવો શેઠ કયા વરસમા બહેસ્ત મુકામ પામ્યા, તેની હાલના જમાનામા કોઇને માહીતી નથી. એવોના ધણીઆણી બાઇ હીરાબાઇનો મરણુનો દીવસ રોજ ૩૦ મો

માહા ૧૨ મો છે, પણ એવોના મરણનુ પણ વરસ કોઇને ખબર નથી

ઉપર લખુચ તેમ કાઉશ શેઠ ઘણા લાડકા હોવા છતા પોતાના બાપના ગુજરવા પછી એવોના માતાજીની હુશયારીથી પોતાના બાપનો વણાટનો ધધો ચાલુ રાખ્યો હુતો

કાઉશ શેઠ પોતાનુ અને કુટુંબનુ ગુજરાણ કરી, પુરૂ કરી આગળ વધવાની તજવીજ કરતા હતા, પણ નાણાની જોગવાઈ નહી હોવાથી કરકસરથી કામ ચલવતા હતા. તેવામા પોતાના વ્હાલા માતાજી હીરાબાઇનુ છત્ર પણ ખોયુ મરતી વખતે એ બાઈ બોલી ગયા જે "દીકરા કાઉશ તારે કશી ફીકર કરવી નહી, આએ પેટીમા એક "કાઉરી" છે, તેમ જણશ, વગેરે છે તે વેચી તારૂ વણાટનુ કામ કરાવી સુખી રહેજે" એવી રીતે ગુજરાન કરતા હતા એવણના ધણીયાણી વીરબાઇજી હતા પણ એ બેઉ ધણી ધણીઆણી ઘણી ગરીબાઇ ભોગવી, કાઉશ શેઠ રોજ ૨ જો માહા ૪ થો અને એવોના ધણીઆણી બઇ વીરબાઈજી રોજ ૧૨ મો માહા ૧૧ મા ને દીને બહેસ્તનશીન થયા હતા, પણ કયા વરસમા એ બેઉ મરણો થયા હતા તેની શાહત મલતી નથી

એવોને ત્યા ચાર ભાગ્યશાળી છોકરા થયા હતા, પાલનજી, બમનજી, પેસ્તનજી અને ફરામજી એવોની વશાવળી અને ઓલાદની જેટલી બની શકે તેટલી નોધ જેમ મને મલી છે તેમ અત્રે દાખલ કીધી છે.

કહેવામા આવ્યુચ જે સુરતની આગ અને રેલથી વણકરનો ધધો પડી ભાગો, અને ગરીબાઇ વધી ગઈ, તેથી એ ચારે ભાઇઓએ વહાણની સફર કરી, મુબઈ બદરે સને ૧૮૨૦ આશરે આવી લાગા તેઓમાથી ત્રીજા ભાઈ શેઠ પેસ્તનજી લગાર ચબરાક હોવાથી સને ૧૮૨૦ મા ચીન સીધાવ્યા હતા બે ભાઇઓ શેઠો પાલનજી અને ફરામજી અગેના છાપરયા વાણીઆ ધરમશી હેમચદને ત્યા મહેતાગરીમા ન્હાના પગારે નોકરીએ રહ્યા હતા એ છાપરયા વાણીયાને ત્યા નોકરીએ રહયાથી તેઓ અને તેઓનો વશવેલો આજસુધી "છાપરયા શેઠના" અથવા "છાપરયા શેઠવાલા" તરીકે ઓળખાય છે

**શેઠ પાલનજી કાવશજી દારાબ શેઠના**—એવોનો જન્મ દીવસ ખબર નથી એવો પોતાના ભાઇઓ સાથે આશરે ૧૮૨૦ મા સુરતથી મુબઇ આવી વસ્યા હતા, અને પોતાના નહાના ભાઇ શેઠ ફરામજી સાથે છાપરયા વાણીઆ શેઠ ધરમશી હેમચદને ત્યા મહેતાગીરીમા નોકરીએ રહયા હતા, પણ પછી નહાના ભાઈ શેઠ પેસતનજીના વેપારમા નશીબદેવીએ યારી આપ્યાથી એવો એકાત જીદગી ગુજારતા હતા. એવોનુ મરણ તા૦ ૨ જી ડીસેબર ૧૮૫૧, રોજ ૭ મો માહા ૩ જો સને ૧૨૨૧ યજદેજરદીને દીને નીપજ્યુ હતુ "એવોના ઉથમણામાં એવોના દીકરા શેઠ કાવશજી પાલનજીએ સુરત મધે રૂસ્તમપરાના નશેશાલારોને રૂવાનોના કામને વાસ્તે કપડા પહોચાડવાને રૂા ૧૦૦૦) ની રકમ ધર્મ ખાતે આપી હતી, અને તેનુ જે વ્યાજ ઉપજે તે મધેથી કપડાનો ખરચ કરવો તે સીવાય બીજા રૂ ૩૦૦) જુદા જુદા દર્મ ખ તામા આપ્યા હતા" એવોના મરણની નોધ તા૦ ૭ મી ડીસેમ્બર ૧૮૫૧ ના મુબઇ સમાચારમા નીચે મુજબ પ્રગટ થઈ હતી—"ચાલતા મહીનાની તા૦ ૨ જી ડીસેમ્બર મગળવાર અને અમરદાદ રોજને દીને નેક નામ જરથોશતી પાલનજી કાવશજી શેઠનાએ આએ જેહાનથી કુચ કરીને સ્વર્ગવાસી લોકોમા વાસો લીધો" એવોના ધણીયાણી બાઈ નવાજબાઈ તા૦ ૧૨ મી અકટોબર ૧૮૬૫ રોજ ૨૦ મો માહા ૧ લો સને ૧૨૩૫ યજદેજરદીને દીને બહેસ્ત મુકામ પામયા હતા એવોને ત્યા ૩) ફરજદો-કાવશજી-કુવરબાઇ અને હીરાબાઇની વરધી થઈ હતી. (જુઓ તખતી ન ૨)

---

**શેઠ બમનજી કાવશજી દારાબ શેઠના**—એવો શેઠ કામ ધધાને સર મુબઇ અને સુરત વચ્ચે અવાર નવાર આવજાન કરતા હતા, અને પોતાના ભાઇઓ સાથે શેઠ દોરાબજી ઉસ્તાદના ઘેરમા બહારકોટ રહેતા હતા એ ઘેરમા દીવાલ વીનાનો એક કુવો હતો, તેમા રાતના અધારામાં ઓચીતા પડી ગયાથી, ધણી જુવાન ૩૫) વરસની વયે રોજ ૧૦ મો માહા ૧ લા ને દીને મરણ પામ્યા હતા. એઓના ધણીયાણી બાઇ મહેરબાઇ રોજ ૩૦ મો માહા ૧ લા ને દીને ગુજરયા હતા ગમે એટલી શોધખોળ કરતા એ બેઉ ધણી ધણીઆણી કયા વરસમા મરણ પામ્યા તે મલી શકતુ નથી"

એઓને ત્યા ચાર ફરજદો-શેઠો ખરશેદજી અને કુવરજી, અને બાઇઓ દીનબાઈ તથા હમલીબાઇ (જુઓ તખટી ન ૧-૩-૧૩-).

## 'શેઠ પેસતનજી કાવશજી દારાબ શેઠના

કાઉશ શેઠના ચાર બેટાઓમાથી શેઠ પેસતનજી ચચલ અને મહેનતુ હોવાથી સુરતથી મુબઇ આવી વસ્યા પછી, એઓ વેપારમા પડયા, અને મરહુમ શેઠ એદલજી રૂશનમજી બાટલીવાલા સાથે રાશમા વેપાર કરવા તેઓના એક આડત્યા તરીકે પ્રથમ સને ૧૮૭૦ મા ચીનમા આવેલા કનતાન શહેરમા ગયા હતા. સને ૧૮૨૮ મા પોતાને હીશાબે વેપાર શરૂ કીધો હતો અને તેમા પડેલા કુટુબી પહેડી તરીકે કામકાજ કરતા હતા, જેમા એઓના ભાઇઓ શેઠો પાલનજી અને ફરામજી તથા ભત્રીજાઓ શેઠો કાવશજી પાલનજી અને ખરસેદજી બમનજીને ભાગીદારીમા લીધા હતા પાછળથી એ શેઠોના મરણ બાદ ચાર ભત્રીજાઓ શેઠો કાવશજી પાલનજી, ખરશેદજી બમનજી, કુવરજી બમનજી, અને કાવશજી ફરામજી મલી એઓએ સ્થાપેલો વેપાર ચાલુ રાખ્યો હતો મરહુમ શેઠ પેશતનજીએ ચીનની ઘણી સફરો કીધી હતી, અને ચીનમા સારી આટ અને નામના મેળવી, ચીનમા આવેલા પોરતુગીઝ સસ્થાન મકાઉ મધે રોજ ૨૪ મો માહા ૧૧ મો સને ૧૨૧૧ યઝદે તા ૧૮ મી આગસ્ટ ૧૮૪૨ ને દીને ૫૧) વરસની ઉમરે બહેશતનશીન થયા હતા

એઓના ધણીઆણી બાઈ જીવાબાઇ, તે મરહુમ શેઠ ફરામજી કાવશજી ખાનના દીકરી મુબઈના પોતાના વ્હાલા ખાવીદની ૩૧) દીવસ આગમજ, રોજ ૨૩ મો માહા ૧૧ મો સને ૧૨૧૧ યઝદેજરદી તા૦ ૧૮ મી જુલાઇ ૧૮૪૨ ને દીને બહેસત મુકામ પામ્યા હતા તે વખતમા આગબોટ અથવા તારની લાઇનની સગવડ હતી નહી વહાણો ૫૦-૬૦ દીવશોએ જઆવી અને ધાસ્તી ભરેલી મુસાફરી કરતા હતા, તેથી એ ભાગ્યશાળી જોડાએ એક બીજાનુ મોત જાણ્યુજ નહી "એ બખ્તાવર જોડુ ઘણુ અશરાફ, હાતમ દીલનુ અને સુખી હતુ " હમારા મુરબીજી બહેસતશીન શેઠ કવશજી ફરામજી શેઠના એ બખ્તાવર જોડાની તારીફની અસલના વખતની વાતો કરતા હતા, ત્યારે ગમી અને ખુશાલીથી તેવોની આખોપાણીથી તર થતી હતી કમનશીબે એ ભાગ્યશાળી જોડાને ત્યા કશા ફરજદની વરધી થઇ નહી, તેથી તેઓના મરણ બાદ પોતાના એક ભત્રીજા શેઠ કુવરજી બમનજીના વડા દીકરા શેઠ રૂસતમજી કુવરજીને પાળક કરી ગયા હતા

મરહુમ શેઠ પેસતનજી પોતાના મામા શેઠ માણેકજીના પાલક થયા હતા, તેથી ભણતરની કીયામા એવોનુ નામ શેઠ માણેકજીની સાથે ભણવામા આવે છે

પોતાની હૈયાતીમા સ્થાપેલા ધધાને એવોના નામ અને કામને દરેક રીતે જેશ આપવાને એવોના ૪) ભત્રીજાઓએ દરેક તજવીજ અને મહેનત કરી, મરહુમની કીર્તિને જાળવી રાખી, પોતાના વારસોને પોતાના કીમતી વેપારનો ખજાનો આપી ગયા છે, જે આજની ઘડી સુધી તે બારેહકતાલાની કુવા અને આશીસથી ચાલુ રહયો છે

એવો શેઠનુ મરણુ પોતાના વેપારના મથક ખાતે મકાઉમા થયુ હતુ ત્યા એવોની લાશને જરથોશ્તીઓની ખાસ ભુમીડા કરવાની સુદર ટેકડીના ઘલાણુ ઉપર દફનાવી છે તે ઉપર એક સગેમરમરનો લેખ તા૦ ૩૧ મી જુલાઈ ૧૯૧૯ ને એવોની ૭૭) વરસની બાજને દીને ઉભો કીધો છે, તે ઉપર નીચે મુજબ લેખ છે —

આએ સ્થભ

ચીનની

કાવશજી પાલનજીની કુ૦ ના

સ્થાપક

બહેશતનશીન મુરબીજી પેશતનજી કાવશજી દારાબશાહ શેઠનાની

ભલી યાદમા

તેવોના વારસોએ ઉભો કીધો છે

રોજ ૨૪ મો માહ ૧૧ મો સને ૧૨૮૮ યઝદેજરદી.

---

This monument is erected
To the Sacred Memory of
Pestonjee Cawasjee Darabsha Sethna Esqr
The Founder of the Firm of Cawasjee Pallanjee & Co
of China
Who departed this life 18th August 1842
By his Descendants 31st July 1919

એ સ્થભ ઉભો કરવાનો પ્રથમ વીચાર આએ અદના લખનારને સુઝયો હતો અને ૧૯૧૮ મા ચીનથી પાછા ફર્યાં પછી પોતાના મુરબીઓ આગળ વાત કરતા, તેઓની પરવાનગીથી ઉપર મુજબ ઉભો કીધો છે જે હવે પછીના આપણા કુટુબીઓ તેમજ બીજા ઓળખાણુવાળા તેમજ મુસાફરોને એવા એક નેક મુરબીજીના નામની અને કામની યાદગીરી ઉપર નજર પડ ... શી ચીન મધ જાવદાન સુધી નવોએ

૨

સ્થાપેલા કામની યાદ તેઓના વંશવેલામા હમેશાની જલવાઈ રહે ।

મરહુમ નુરબીજી વીગે "પારસી પ્રકાશ" મા વખતો વખત નીચે મુજબ નોધ મલી આવે છે, જે અત્રે છપકાવી રાખવી દરૂસ્ત ધારૂ છુ

તા૦ ૧૫ મી જાનેવારી ૧૮૨૫—આજ દીને નીચલા ઉતારૂઓ કનતાન ખાતેથી વહાણુ "લવજી ફેમીલી" મા સવાર થઇને મુબઈ આવ્યા હતા, તેઓની સફરમા તે વહાણના કપટાન વીલ્યમ લુઇશે ઘણી મહારત કર્યાથી તેના પાડમા કીનારે ઉતરતી વેલાએ તેઓએ તેને એક સોનાનુ ઘડીયાળ ઘટતો ઉપકાર પત્ર લખી ભેટ કીધું હતુ એ પત્ર પર નીચલા ૧૦ ઉતારૂઓની સહી હતી

શેઠો અરદેશર ફરામજી વાડીઆ, નશરવાનજી હોરમસજી કામા, જમુજી નશરવાનજી, રતનજી બેરામજી નગત, **પેશતનજી કાવસજી શેઠના, હોરમસજી બમનજી,** એદલજી ફરદુનજી ખબાતા, નશરવાનજી લીમજી, ગુલામહુશેન શરીફ, અને મુસાજી ખાનજી

તા૦ ૩૧ મી ડીસેમ્બર ૧૮૨૯ —મુબઇમા સર ચારલસ ફોરબસ બેરોનેટ મારફતે "હાઉસ ઓફ કોમનસ" જોગ આઠ જુરીમા હીદુસ્તાનના દેશીઓને હક આપવાને કીધેલી અરજીમા ૫૭) પારસીઓ, ૪૦) હીદુ, અને ૫) મુસલમાનોની સહી હતી, તેમા મરહુમની પણ સહી જોવામા આવે છે

તા૦ ૫ મી નવેમ્બર ૧૮૩૪—એ વરસમા ઇગ્રેજ તથા ચીનની સરકાર વચ્ચે વાધા ઉઠવાથી ત્યાના વેપાર વનજના બાબદમા ઘણીક નુકશાની થવાની ધાસ્તી રાખવામા આવતી હતી, પણ તે વાધાઓ પટી જવાથી સઘળી મુશકેલી દુર થઈ અને વેપારમા નુકશાન જવાની ધાસ્તી મટી ગઈ આ ખુશાલી ઉપરથી કનતાન (ચીન) ખાતે વસનારા પારસી વેપારીઓએ તા૦ ૨૨ મી સપટેમ્બર ૧૮૩૪ દીને પોત પોતામા એક લીસ્ટ ઉભુ કીધુ, અને તેમા જે રકમ એકઠી થાય તે મુબઈમા કોઇ સારે ઠેકાણે વ્યાજે મુકી, અથવા કોઈ જાગીર યા બગીચો ખરીદ કરી તેની પેદાસમાથી ઉદવાડેના ગરીબ મોબેદો તથા બહેદીનોને દર વરસે સરખે ભાગે વહેચી આપવાનો બદોબસ્ત કરવાને ઠેરવ્યુ હતુ એ લીસ્ટમા ડા ૪૦૨૯ ભરાયા હતા, જેમા મરહુમ શેઠે આગેવાની લઇ પોતાને નામે તથા ભત્રીજાઓ શેઠો કાવસજી પાલનજી અને ખરશેદજી બમનજીને નામે રકમો ભરાયલી જણાય છે

તા૦ ૨૦ મી નવેમ્બર ૧૮૩૫—ચીન મધે થયલી છેલ્લી ગડબડ વેળાએ ૯॥ ૨૬'। ઇગ્રેજી કાફલામા બે વહાણોના કમાનદરોને

તે તરફની બ્રીટીશ રૈયતને ભય તથા મુશ્કેલીઓ વખતે ઘણી કીમતી મદદો આપવાથી તેઓ બનેને આજ દીને ત્યાંના અંગ્રેજ તથા પારસી વેપારીઓએ એક માનપત્ર તથા એક કમાનડરને ગીની ૫૦૦) અને બીજાને ગીની ૪૦૦) ની કીમતની "પીસ આફ પલેટ" ભેટ આપી હતી એ માનપત્ર ઉપર ૧૪) પારસીઓએ સહી કીધી હતી, તેમા મરહુમની સહી પણ છે

મરહુમના ઉઠામણામા શી રીતે રકમ ભરાઇ અથવા કઇ ધર્મ થયો હતો કે નહી તેની શાહદત મલતી નથી, પણ મરહુમના ભત્રીજાઓએ હમેશા કોઇબી ફંડોમા પોતાના નેક મુરબ્બીને નામે વખતો વખત રકમો ભરી આપી એવોની યાદ તાજી રાખતા હતા

તા૦ ૧૫ મી જુન ૧૮૫૯ રોજ ૨૪ મો, માહ ૯ મો, સને ૧૨૨૮ યઝદેજરદીને દીને, સુરત મધે એક સગડી મરહુમની નઇએતે બંધાવી હતી, તે માટે પારસી પ્રકાશમા નીચલી નોંધ જણાય છે —

"સુરત મધે ભરથાણાના દોખમાઓની સામે પથ્થરની એક સગડી મરહુમ શેઠ પેશતનજી કાવશજી શેઠનાની નઇએતે તેમના ભાઇ શેઠ ફરામજી કાવશજી શેઠના તથા ભત્રીજાઓ શેઠો કાવશજી પાલનજી શેઠના, ખરશેદજી બમનજી શેઠના, અને કુંવરજી બમનજી શેઠનાએ બંધાવી આજ દીને એકજશન કરી અંજુમનને વાપરવાને ખુલ્લી મુકી હતી. જશનની કીયા પુરી થવા બાદ ઉપલા ચારે ગ્રહસ્થોને સુરતના રૂસતમપરાની અનજુમન તરફથી એક માનપત્ર વાચી જાહેરમા ઉપકાર માન્યો હતો"

એ સગડી ઉપર નીચે પ્રમાણે તખતી મારેલી છે.—

**શ્રી દાદાર હોરમજદની મદદ.**

**"આએ મુકામે પેસતનજી કાવશજી દારાબ શેઠનાની નઈઅતે સરવે જરથોશતીઓને વાપરવાને સારૂં બંધાવીયુ છે, સને ૧૨૨૮ યઝદેજરદી સને ૧૮૫૯ ઈસવી"**

એ ઉપરાત તા૦ ૬ ઠ્ઠી આગષ્ટ ૧૮૬૨ રોજ ૧૪ મો માહ ૧૧ મો સને ૧૨૩૧ યઝદેજરદીને દીને 'સુરત મધે ભરથાણાવાળા દોખમાઓની સામે પાયદલે આવનારાઓને બેસવાને માટે એક બીજી પથ્થરની બેઠક મરહુમ શેઠ પેસતનજી કાવશજી શેઠનાની નઇઅતે તેમના ભાઈ શેઠ ફરામજી કાવશજી શેઠના અને ભત્રીજાઓ શેઠો કાવશજી પાલનજી અને ખરશેદજી તથા કુંવરજી બમનજી શેઠનાએ બંધાવી અંજુમનને વાપરવાને ખુલ્લી મુકી હતી"

એ બેઠક ઉપર નીચે મુજબ તખતી મારેલી છે —

**"શ્રી દાદાર હોરમજદની મદદથી આએ મુકામ પેસતનજી કાવશજી દારાબ શેઠનાની નઈએતે તેવણના ભાઈ તથા ભત્રીજાઓએ સરવે જરથોશતીઓને વાપરવા સારૂં બાંધાવ્યુ છે, રોજ ૧૪ મો માહા ૧૧ મો સને ૧૨૩૧ યઝદેજરદી મને ૧૮૬૨ ઈસવી"**

---

**શેઠ ફરામજી કાવશજી દારાબ શેઠના**— એવો કાઉશ શેઠના સઉથી ન્હાના છોકરા હતા એવોનો જનમ પણ બીજા ભાઈઓ માફક સુરતના રૂતમપુરામા રોજ ૨૯ મો માહા ૧ લો સને ૧૧૬૩ તા ૭ મી નવેમ્બર ૧૭૯૩ ને દીને થયો હતો સુરતથી મુંબઈ આવી, પોતાના મોટા ભાઇ શેઠ પાલનજી સાથે છાપરયા વાણયા શેઠ ધરમશી હેમચંદને ત્યા મહેતાગરીમા રહ્યા હતા એવોનુ મરણ મુંબઇ મધે રોજ ૧૭ મો માહા ૨ જો સને ૧૨૩૫, તા૦ ૮ મી નવેમ્બર ૧૮૫૫ ને દીને ઉમર વરસ ૭૨) એ નીપજ્યું હતુ એવોને ત્યા ૩) હૈયાત ફરજંદો, કાવશજી, પીરોજબાઇ અને વીરબાઈજી મલી હતા એવોના ઉથમણામા રૂ. ૨૨૨૫) જુદાં જુદા ધર્મ ખાતાઓમા આપ્યા હતા તે દીને એવોના દીકરા શેઠ કાવશજીએ આખા ગામના (મુંબઈના) મોબેદોને સદરા વહેચ્યા હતા, અને ચાહારૂમને દીને મોબેદ (નહાનીઆ) ૧૧૦) અને બહેદીન ૧૦૦) નું મોટું જનણુ કીધું હતુ એવોના મરણની નોંધ વીશે પારસી પ્રકાશમા નીચે મુજબ લખાણ જણાય છે —

રોજ ૧૭ મો માહા ૨ જો સને ૧૨૩૫ યઝદેજરદી તા૦ ૮ મી નવેંબર ૧૮૫૫—શેઠ ફરામજી કાવશજી શેઠના એવણ પ્રથમમા સુરતથી અત્રે આવી છાપરઆ વાણીઆને ત્યા નોકરી કરતા હતા તે બાદ પોતાના ભાઇ શેઠ પેશતનજી કાવશજી શેઠના સાથે ચીનના વ્યાપારમા સામેલ થયા હતા ઇ સ ૧૮૫૯ મા સુરત મધે ભરથાણાના દોખમાઓની સામે એક પથ્થરની સગડી એવણે પોતાના ભત્રીજાઓની સાથે મલી બંધાવી હતી "

એવણના ધણીઆણી બાઇ નાજીબાઇ તે મરહુમ શેઠ અસપંદયારજી દાજીભાઇ ખાનના વડા છોકરી રોજ ૩ જો માહા ૭ મો સને ૧૨૪૬ યઝદેજરદી તા૦ ૨૧ મી મારચ ૧૮૭૭ ને દીને બહેશત મુકામ પામ્યા હતા. શેઠ ફરમજી અસલ ટાઈપના ભોલા અને રમુજી શે૦ હતા

---

**શેઠ કાવશજી પાલનજી શેઠના**—એવોનો જન્મ સુરતના રૂસતમપરામા રોજ ૨૮ મો માહ ૬ થો સને ૧૧૭૬ તા૦ ૩ જી મારચ ૧૮૦૭ ને દીને થયો હતો તે વેળાના સજોગ મુજબ જુજ અંગ્રેજી કેળવણી લઈ સને ૧૮૨૫ મા પોતાના કાકા મરહુમ શેઠ૦ પેસતનજી કાવશજી શેઠનાના મદદનીશ તરીકે કનતાન (ચીન) ગયા હતા અને તે પછી ઘણીક સફરો કીધી હતી ચીનમા પોતાના વડા ભત્રીજા તરીકે શેઠ કાવશજી પાલનજીને નામે પહેડી મરહુમના કાકા શેઠ પેસતનજી કાવશજી દારાબ શેઠે સ્થાપી હતી, અને તે નામ ચીનમા લગભગ સહી થઇ જાણીતું થયુ છે મરહુમ શેઠ કાવશજીની જીંદગીનો ઘણો જાણવા જોગ બનાવ સને ૧૮૩૯ મા અફીણના વેપારીઓને નજર કેદ કીધા, તેમા એવો પણ ૩૮) જરથોશ્તીઓમા એક હતા ચીનમા આજ વરસો થયા અફીમ સઉથી પહેલુ ઈ સ ૧૫૦૦ ના વરસમા અરબ લોકો ઇરાનથી લાવ્યા હતા તે પછી ઘણા વરસે ઈસ્ટ ઈંડીયા કં૦ મારફતે ચીનમા દાખલ થયુ હતુ પણ બીજા દેશના અફીમ કરતા હીંદુસ્થાનનુ અફીમ વધારે લેજતદાર લાગ્યાથી તેનો ખપ કુદરતી રીતે વધી ગયો હતો અને ૧૭૨૧ થી ૧૭૬૭ સુધીમા તે ઘણો વધી દર વરસે પેટી ૨૦૦) ને બદલે પેટી ૧૦૦૦) હીંદુસ્થાનથી ચીનમા આયાત થતી હતી ૧૮૩૮ મા પેટી ૨૦૬૧૯) આયાત થઇ એ ઉપરથી ચીનાઈ સરકારે ફરમાન બહાર પાડી, જેટલુ અફીમ કનતાન ખાતે પરદેશીઓ પાસે પડેલુ હતુ તે સઘળુ જપ્ત કરી બાલી નાખવુ કારણ જે દર વરસે અફીમની આયાત વધવાથી દેશમાથી રકમ પૈસો હીંદુસ્થાન ચાલી જવા લગ્ગો, અને લોકો ને અફીમની બદીનો ચસ વધતો ચાલ્યો કનતાનના સઘળા પરદેશીઓ એકસપ થઈ, અફીમની કુલ્લે પેટી ૨૦૨૯૧ ચીનાઇ સરકારને હવાલે આપવાની ના પાડી, તે વીશે Mr H B Morse પોતાની ચોપડીમા લખે જે "When they refused, the entire body of foreign residents of all nationalities were shut up in the factories, deprived of servants and of outside supplies of food and water, and informed that they were hostages for the due execution of the order .. .. Of the firms contributing the opium, the largest contributor was an English firm with 7,000 chests, then an American firm with 1500 chests, after then came English, Parsee and other merchants, natives of India"

એ સઘળુ અફીમ જેની કુલ્લે કીમત તે વેળાના ભાવ પ્રમાણે લગભગ રૂા ૩) કરોડની હતી, તે સઘળુ જપ્ત કરી બાળી નાખ્યુ હતુ પણ તે પછી એ વેપાર માટે કાયદા ઘડી તે ચાલુ રાખ્યો હતો ઈ સ ૧૮૫૦ મા પેટી ૫૦૦૦૦) અને ઇ સ ૧૮૬૦ મા પેટી ૮૫૦૦૦) જેટનુ અફીમ ચીને આયાત કીધુ હતુ

ઉપર લખના પ્રમાણે શેઠ કાવશજી પાલનજીની સાથે બીજા ૩૭) જરથોશ્તીઓને નજર કેદ રાખ્યા હતા એ શેઠની જીંદગી સાથે અને તે પછી એવોના નામ સાથે અફીમના વેપાર અને વેપારીઓને નીકત સબધ વરસો સુવી ચાલુ રહયો હતો, તે કારણથી અત્રે ટુકમા ઉપલી હકીકત ટપકાવી લેવાની લાલચ થોભાવી શકયો નથી

તા૦ ૭ મી સપટેમ્બર ૧૮૪૩ ને દીને કનતાનના વેપારીઓએ ચીન મધે સરકાર તરફથી વેપારને લગતા નવા કાયદા ઘડયા હતા, તે ઉપર વીચાર ચલાવાને મળેલી સભામા ૭) વેપારીઓની એક કમીટી નેમી હતી, તેમા બે પારસીઓ શેઠો મેરવાનજી જીજીભાઇ દાદાભાઈ અને કાવશજી પાલનજી શેઠનાને “બેલોટ” થી ચુટી કાઢયા હતા

ચીનની જરથોશ્તી અજુમનની પહેલી સ્થાપના હાગકાગ ખાતે ઈ સ ૧૮૪૫ મા થઈ હતી, ત્યારથી એ શેઠ અને તે પછી એવાને નામની પહેડીના મુનીમો ટ્રસ્ટીઓનો ઓધો ભોગવતા આવ્યા હતા

સને ૧૮૫૧ મા એવો શેઠ ચીનથી છેલ્લા પાછા ફર્યાં હતા અને મુબઇની પહેડી પર મરણની બે દીવસ અગાઉ સુધી નીયમીત હાજરી આપતા હતા જો કે ૮૬) વરસની ઘણી બુઝરગ વયે બહેશત નશીન થયા પણ એક ઘણીજ સાદી નીયમીત અને શતોષી જીંદગી ગુજારતા હોવાથી એવોની તદુરસ્તી છેવટના દીવસ સુધી ઘણી સારી રેહી હતી એવો સુરતથી વહાણમા મુબઈ આવ્યા હતા, અને ચીનની મુસાફરીઓ પણ વહાણોમાજ કીધી હતી તે વેળા સ્ટીમરોની હસ્તી હતી નહી વળી વધારે નવાઇ જેવુ તો એ જે ૧૮૫૧ મા ચીનથી પાછા ફર્યા પછી મુબઇ છોડી કોઇબી બીજા શહેરોની મુલાકાત લીધી હતી નહી, તેથી આગની ગાડીમા પણ પગ મુકયો હતો નહી, કોઇ વેળા વાદરે જવુ પરતુ હતુ તો ઘોડાની ગાડીમા જતા હતા

એ શેઠનુ મરણ શહેનશાહી રોજ ૧૯ મો ફ્રરવરદીન, માહ ૯ મો આદર સને ૧૨૫૨ યઝદેજરદી, તા૦ ૧ લી જુન ૧૮૯૩ ને દીને બપોરના ૩) વાગે નીપજ્યુ હતુ એવો વીશે પારસી પ્રકાશમા નીચલી નોધ નજરે પડે છે —

"શેઠ કાવશજી પાલનજી શેઠના – ઉમર વર્ષ ૮૬, એવણુ પોતાની ન્હાની ઉમરે ઈ સ ૧૮૨૫ મા પોતાના કાકા મરહુમ શેઠ પેસતનજી કાવશજી શેઠની પેહડીમા ચીનમા મહેતાગીરીમા ગયા હતા, એ પછી ત્યાની બે ત્રણુ સફરો કીધા બાદ ૧૮૩૦ મા કાકાએ એઓને તથા પોતાના બીજા ભત્રીજા શેઠ ખરશેદજી બમનજીને પોતાના ભાગ્યા કરી પોતાનુ વેપારનુ કામ સોપ્યુ હતુ ચીનની ૧૮૩૪ ની ખટપટ અને ૧૮૩૯ ની મોટી લડાઈ એવણે નજરે નજર જોઇ હતી ઈ સ ૧૮૪૧ મા કાકાના મરણુ પછી એઓએ પોતાના પીત્રાઇઓ સાથે તેમનો વહીવટ મુબઇમા "ખરશેદજી બમનજી નો કુ" તથા ચીનમા "કાવશજી પાલનજીની કુ૦" ને નામે ચાલુ રાખ્યો હતો ચીનમા એવણુ એક આગેવાન વેપારી હતા ઇ સ. ૧૮૫૧ મા એવણુ છેલ્લા ચીનથી અત્રે પાછા ફ્રયા, અને અત્રેજ વેપાર કરતા હતા એવો ઘણી નાયમીત શાત જીદગી ગુજારતા હતા

એવોના ઉથમણામા રૂ. ૧૬૬૫) જુદા જુદા ધર્મખાતાઓમા આપવામા આવ્યા હતા

એવોના પહેલા ધણીયાણી બાઇ દીનબાઈ બમનજી કાવશજી શેઠનાને પેટે બે ફરજદો દોરાબજી અને કુવરબાઇ થયા હતા બાઇ દીનબાઈ ઘણી ન્હાની ઉમરે મરણુ પામ્યા હતા અને થોડા વખતમા એવોના વડા દીકરા દોરાબજી પણુ મરણુ પામ્યા તે પછી ઘણા વરસે એવોએ બીજી વારના લગન બાઈ બચુબાઇ દીનશાજી પરખ (વોરફન) સાથે કીધા હતા, તેવોને પેટે શેઠો એદલજી, અરદેશર, પેસતનજી, દીનશાજી અને બમનજી તથા બાઈઓ નવાજબાઈ, શીરીનબાઈ, આઇમાય અને ધનબાઇ મળી ૯) ફરજદોની વસ્તી થઇ હતી બીજા ૩–૪ છોકરા ઘણી ન્હાની વયે મરણુ પામ્યા હતા બાઈ બચુબાઇનુ મરણુ રોજ ૧૫ મો દપમહેર માહા ૨ જો અરદીબહેશત સને ૧૨૫૯ તા૦ ૩૧ મી અકટોમ્બર ૧૮૮૯ ને દીને ૫૧) વરસની ઉમરે નીપજ્યુ હતુ એવોના ઉથમણામા રૂ ૧૦૮૦) જુદા જુદા ધર્મ ખાતાઓમા આપવામા આવ્યા હતા મરનાર બાઈ ઘણા રાક, મીલનસાર અને ઉમદા ખવાસના હતા, અને પોતાના બહોળા કુટુબને ઘણી અચ્છી તાલીમથી ઉછેરી એક નમુનેદાર માતા નીવડયા હતા પોતાના ૮૨) વરસના ગુજરગ ધણીની હૈયાતીમા બહેશતનશીન થયા હતા

શેઠ કાવશજીની ઘણીખરી આખી જીદગી જાજી ધાધલ વગર એકાત રીતે ગુજારી હતી. એઓની હરેક કામ કરવાની રીતીઓ ઘણીજ

નાયમીત હતી, રોજ ક્લબમાં ૩-૪ ફ્રેનડો સાથે જતા હતા, પણ ફક્ત રવીવારે જયારે વધારે મેમ્બરો આવે તયારે કલબમાં જતા હતા નહી એઓનો આખી જીંદગીમાં મોટી મંદગી જેવું જણાયું હતું નહી, અને આજના જમાનામાં એઓ શેઠની જીંદગી અને તબેહ ખરેજ નકલ કરવા જોગ છે

## શેઠ કાવશજી પાલનજી શેઠનાના ફરઝંદો

બાઇ કુંવરબાઇ તે મરહુમ શેઠ કાવસજીના વડા બેટી હતા એઓનો જનમ રોજ ૧૩ મો, માહ ૨ જો સને ૧૨૦૦ યઝદે૦ તા૦ ૧૩ મી નવેમબર સને ૧૮૩૦ એ થયો હતો લગન શેઠ શાપુરજી બમનજી મીસતરી સાથે થયા હતા તેઓને તાહાં પાંચ ફરઝંદો બાઇઓ પીરોજબાઈ, ડોનબાઇ અને બાનુબાઈ અને શેઠો અરદેશર અને બમનજીની વરધી થઇ હતી

શેઠ શાપુરજી બમનજી મીસતરી ૪૦ વરસની ભરજુવાન ઉમરે રોજ ૧૯ મો માહ ૧૧ મો સને ૧૨૩૮ યઝદે તા૦ ૫ થી આગસ્ટ ૧૮૬૯ને દીને પાછલા પહોરના ક ૪) ને અમલે બેહેશતનશીન થયા હતા એઓના ઉથમણામાં રૂ ૧૭૭૫) જુદા જુદા ધરમખાતાઓમાં આપ્યા હતા

એઓ શેઠને પણ મી૦ ખરશેદજી બમનજીની કાં૦ ના એક ભાગયા તરીકે તા૦ ૧ લી જાનેવારી ૧૮૫૨ થી દાખલ કીધા હતા, અને ચીનની ૩-૪ સફરો કીધી હતી

મરહુમ શેઠો કાવશજી પાલનજી તથા ખરશેદજી બમનજીનો પુશકલ ચાહ મરહુમ શેઠ શાપુરજી ઉપર હતો અને જયારે મરહુમ શેઠ પેસતનજી કાનસજી દારાબ શેઠની પુંજી અને હીસાબની વાતણી કીધી, ત્યારે તે મધેનો પાંચમાં ભાગ તા૦ ૨૮ મી અકટોબર ૧૮૫૯ ને દીને થયેલા કરારનામાં મુજબ મરહુમ શેઠ શાપુરજીને પણ આપ્યો હતો

એઓ શેઠના મરણ વીશે નીચલી નોધ પારસી પ્રકાશમાં નજરે પડે છે

શેઠ શાપુરજી બમનજી મીસતરી—ઉમર વરસ ૪૦ એવણ પોતાના સસરા શેઠ કાનસજી પાલનજીની કાં૦ ની ચીન ખાતેની તથા મેસરસ ખરશેદજી બમનજીની કાં ની મુંબઈ ખાતેની પેઢીમાં ૧૮૫૬ થી ભાગયા હતા તથા લાંબી મુદત સુધી ચીન મધે રહેલા હતા"

બાઇ કુંવરબાઈ તે મરહુમ શેઠ શાપુરજીના વીધવા ૮૧ વારસની લાંબી ઉમર ગુજારી રોજ ૧૭ મો માહ ૨ જો સને ૧૨૮૧ યઝદે. તા ૨૯ મી અક્ટોબર ૧૯૧૧ ને દીને બેહેસ્તનશી થયા હતા

(૧) એઓના વડા બેટી બાઇ પીરોજબાઈનો જનમ રોજ ૨૩ મો, માહા ૭ મો સને ૧૨૨૮ યઝદે તા ૧૫ મી એપરેલ ૧૮૫૯ ને દીને થયો હતો. લગણ રોજ ૧ લો, માહા ૧૦ મો ૧૨૪૯ યઝદે તા ૧૬ મી જુન ૧૮૮૦ ને દીને શેઠ જીજીભાઈ બમનજી ઈરાણી સાથે થયાં હતા ફરજંદો દીનશાહજી; તેહમીના (જન્મ રોજ ૭ મો, માહા ૧ લો સને ૧૨૫૩ યઝદે તા. ૨૫ મી સપટેમબર ૧૮૮૪) અને જરબાનુ (જન્મ રોજ ૨૩ મો, માહા ૧૦ મો સને ૧૨૫૫ યઝદે. તા ૧૮ મી જુલાઈ ૧૮૮૬)

ભાઈ દીનશા જીજીભાઈ ઇરાણી—એઓનો જન્મ રોજ ૧૭ મો, માહા ૨ જો સને ૧૨૫૧ યઝદે તા ૪ થી નવેમબર ૧૮૮૧ ને દીને થયો હતો સેંટ ઝેવીયર સકુલમાથી સને ૧૮૯૭ મા મેત્રીક પસાર કરી, ૧૯૦૧ મા બી. એ. થઈ, ૧૯૦૪ મા એલ. એલ બી ની ડીગ-રીઓ મેળવી હતી, અને મેસરસ જાગીર અને સોરાબજીવાલા મી૦ જાગીર બહમનબહેરામના "આરતીકલડ કલારક" થઈ, સને ૧૯૦૬ મા સોલીસીટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કરી, હાલ મેસરસ મુલા અને મુલા સોલીસીટરના ભાગયા તરીકે ફતેહમંદીથી કામ ચલાવે છે. ઇનકમ ટેકસની બાબતને લગતા કાયદા પર ખાસ ધ્યાન આપી, ઘણાક જણાઓની મુશકેલી ટાળે છે ઈરાની જરથોસતીઓની મંડળીના પ્રમુખ તરીકે એઓ ઘણી કીમતી સેવા બજાવે છે, અને ઇરાનીઓના ભલા માટે ભારે જીગર ઉઠાવે છે એક અચ્છા સ્કોલર છે, અને સાહીત્યના શોખીન છે એઓના લગણ એઓના માવાજીના મામા શેઠ અરદેશર ફ્રામજી શેઠનાના બેટી બહેન મીઠીબાઇ સાથે, રોજ ૧ લો માહા ૯ મો સને ૧૨૮૬ યઝદે. તા૦ ૯ મી મેએ ૧૯૧૭ ને દીને થયા હતાં અને એક ફરજંદ બુચો કેખશરૂ જન્મ રોજ ૨૪ મો, માહા ૮ મો સને ૧૨૯૧ યઝદે તા. ૧ લી મે ૧૯૨૨ ને દીને થયો હતો. ભાઈ દીનશાની ઉલત અને કેલવણીનો ઉપયોગ કરવાને એક બહોળુ ખેતર પડેલું છે, અને હાપાન અને ઈરાની કોમના ભલા માટે જે કામ ઉપાડયુ છે, તેમા એવણને ફતેહ ઇચ્છીએચ।

(૨) મરહુમ બાઇ કુંવરબાઈ શાપુરજી બમનજી મીસતરીના વડા બેટા ભાઈ અરદેશર,—જનમ રોજ ૨૨ મો માહ ૫ મો સને ૧૨૩૨

યઝદે તા૦ ૧૨ મી ફેબ્રુઆરી ૧૮૬૩ ચંદનવાડી સ્કુલમાં કેળવણી લઈ, સને ૧૮૮૩ મા મેતરીકની પરીક્ષા પસાર કરી, સેંટ ઝેવ્યર કોલેજમા દાખલ થયા હતા સને ૧૮૮૭ મા મેસરસ ખરશેદજી બમનજીની કુ૦ મા મદદનીશ તરીકે રેહી, સને ૧૮૯૦ મા શાંગહાઈ ખાતે તાહાની પેઢીના મેનેજર તરીકે ગયા હતા અને ૧૮૯૪ મા તાહથી પાછા ફરી, અતરેજ વહીવત કરતા હતા શાંગહાઈની અન-જુમનના પ્રસતી તથા પ્રમુખ તરીકે કામ બજાવ્યું હતુ એઓના લગન રોજ ૧૭ મો માહ ૭ મો સને ૧૨૬૫ યઝદે તા ૩૦ મી મારચ ૧૮૯૬ ને દીને બાઈ હીનબાઈ તે મરહુમ શેઠ એદલજી બમ-નજી મોરીસના બેટી સાથે થયા હતા પણ એ પરણેલી જીંદગીના સુખ ભોગવવાને ભાગ્યશાળી થયા નહી, અને જુજ દીવસની માંદગી ભોગવી, રોજ ૧૮ મો, માહા ૧૧ મો સને ૧૨૬૫ યઝદે તા ૨૯ મી જુલાઈ ૧૮૯૬ ને દીને ભારી માહેતમ વચ્ચે ૩૩ વરસની ભર જુવાન વયે ગુજર પામ્યા હતા એઓના ઉઠમણામા રૂ ૫૨૦ ની રકમ જુદા જુદા ધરમ ખાતામા આપી હતી મરનાર મીલનસાર, રમુજી અને સુધ્ધા ગ્રહસથ હતા એઓના ગમખાર મોતથી એઓના જુઝરોગ વીધવા માતાજીને ભારે દુખ થયું હતુ

(૩) મરહુમ બાઈ કુવરબાઇના ત્રીજા ફરજંદ બેહેન હીનબાઈ જનમ રોજ ૮ મો, માહા ૧૦ મો સને ૧૨૩૪ યઝદે તા૦ ૨૭ મી જુન ૧૮૬૫ લગન રોજ ૯ મો, માહા ૭ મો સને ૧૨૬૨ યઝદે, તા ૨૩ મી મારચ ૧૮૯૩ ને દીને શેઠ મેરવાનજી અરદેશર મુનશી સાથે થયા હતા. શેઠ મેરવાનજી ઘણી જવાન વયે મરકીના હુમલાથી રોજ ૨ જો માહા ૫ મો સને ૧૨૭૧ યઝદે તા૦ ૧૩ મી ફેબરવારી ૧૯૦૨ ને દીને ગુજર પામયા હતા

(૪) ભાઈ બમનજી સાપુરજી બમનજી મીસતરી, જનમ રોજ ૯ મો માહા ૧ લો સને ૧૨૩૬ યઝદે તા૦ ૧ લી અકટોબર ૧૮૬૭ ચંદનવાડી સ્કુલમા કેળવણી લઈ, ૧૮૮૨ મા મેત્રીકની પરીક્ષા પસાર કરી, સેંટ ઝેવયર કોલેજમા દાખલ થઈ ૧૮૮૮ મા ફરસટ બી. એ થયા હતા, પછી નાદુરસત તબીયત ને લીધે વધુ અભયાસ ફરજીયાત છોડી દેવો પડયો હતો હાલ એઓ મુંબઈના રૂના વેપારીઓની મંડળીના સેક્રેટરીનો ઓહદો ભોગવે છે લગન રોજ ૨૨ મો માહ ૯ મો સને ૧૨૭૩ યઝદે તા૦ ૨ જી જુન ૧૯૦૪ ને દીને બાઈ આઈમાય તે શેઠ ડા૦ દાદાભાઈ ખરશેદજી રેવીટના બેટી સાથે થયા હતા ફરજંદો

હોરમસજી (જન્મ રોજ ૭ મો, માહા ૬ ઠો સને ૧૨૭૪ યઝદે. તા૦ ૧૭ મી ફેબરવારી ૧૯૦૫,) ગુલબાઈ (જન્મ રોજ ૪ થો માહા ૬ ઠો સને ૧૨૭૬ યઝદે તા ૧૭ મી અકટોબર ૧૯૦૬)

(૫) મરહુમ બાઈ કુવરબાઈ શાપુરજી મીસતરીનુ છેલ્લુ ફરઝંદ બાનુબાઈ જન્મ રોજ ૧૧ મો, માહા ૨ જો સને ૧૨૩૮ યઝદે તા૦ ૧ લી નવેમબર ૧૮૬૮ લગન રોજ ૧૧ મો, માહા ૪ થો ૧૨૫૭ યઝદે તા ૨૭ મી ડીસેમબર સને ૧૮૮૭ ને દીને ભાઈ બમનજી મનચેરજી ગગરાટ સાથે થયા હતા ફરઝંદ–રોડાબે (જન્મ રોજ ૧૮ મો માહા ૫ મો સને ૧૨૬૦ યઝદે તા ૧ લી ફેબરવારી ૧૮૯૧)

---

**શેઠ એદલજી કાવસજી પાલનજી શેઠના**—જનમ રોજ ૧ લો, માહા ૧૨ મો સને ૧૨૨૬ યઝદે તા ૨૧ મી આગસટ ૧૮૫૭ ને દીને થયો હતો લગન રોજ ૧૫ મો માહા ૮ મો સને ૧૨૪૦ યઝદે તા ૪ થી મે ૧૮૭૧ ને દીને બાઈ ધનબાઈ જમશેદજી હોરમસજી બાતલીવાલા સાથે થયા હતા પ્રથમ ચંદનવાડી સ્કુલમા કેલવણી લેઇ પોતાના બાપદાદાની પેહેડીમા જોડાઈ, સને ૧૮૭૯ મા પેહેલા થી હાગકાગ ગયા હતા અને તે પછી બીજી સફર સને ૧૮૮૫ મા કીધી હતી સને ૧૮૮૯ સવત ૧૯૪૬ ના સાલમા શેઠ પેસતનજી કુવરજી શેઠની સાથે એવોને પેહેડીમા ભાગીદાર તરીકે દાખલ કીધા હતા એઓ હાગકાગમા રહયા તેટલો વખત તાહાની અનજુમનના ધરમના ફંડના એક ત્રસ્ટી હતા સને ૧૯૧૯ સવત ૧૯૭૬ ની દીવાલીએ એઓ પણ બીજા ભાગીયાઓ સાથે મેસરસ ખરશેદજી બમનજીની કંપનીમાથી રીતાયરડ થઈ એકાંત જીદગી ગુજારે છે

એઓના ધણીઆની બાઈ ધનબાઈ ઘણા દીવસની માંદગી ભોગવી, રોજ ૨૬ મો, માહા ૭ મો સને ૨૬૨ યઝદે તા ૯ મી એપરેલ ૧૮૯૩ ને દીને બેહેશતનશીન થયા હતા એઓના ઉઠમણામા રૂ ૭૧૦ જુદા જુદા ધરમ ખાતાઓમા આપ્યા હતા

એવોના બીજીવારના લગન બાઇ હીરાબાઇ હોરમજી મનચેરજી બનાજી સાથે ૧૯૦૪ થયા હતા એ બાઇ રોજ ૧૨ મો માહા ૫ ઠો સને ૧૨૮૮ યઝદે તા. ૧ લી ફેબરવારી ૧૯૧૯ ને દીને બેહેશતનશીન થયા હતા મરહુમ બાઇ ગરીબ અને અશરાફ હતા

શેઠ એદલજીને તાબે થએલા ફરજંદોમા સુનાબાઈ, સોરાબજી જમશેદજી અને બચુબાઈ હતા

બેહેન સુનાબાઈનો જન્મ રોજ ૪ થો, માહા ૧૨ મો સને ૨૪૫ યઝદે તા૦ ૧૯ મી આગસ્ટ ૧૮૭૭ ૨૦ વરસની જુવાન વયે મરકીના રોગથી રોજ ૧૬ મો માહા ૫ મો ૧૨૬૭ યઝદે તા૦ ૨૧ મી જાનેવારી ૧૮૯૮ ને દીને બહેશતનશીન થયા હતા. એઓના ઉઠમણામા રૂ ૫૫૫ ધરમ ખાતે આપવામા આવ્યા હતા.

**ભાઈ સોરાબજી એદલજી કાવસજી શેઠના**—જન્મ રોજ ૭ મો માહા ૫ મો ૧૨૪૮ યઝદે તા ૨૪ મી જાનેવારી ૧૮૭૯ પોતાના બાપદાદાની મેસરસ ખરશેદજી બમનજીની ક્ંા. મા મેહેતાગીરીમાં સને ૧૯૦૦ મા જોડાયા, અને સને ૧૯૦૩ મા હાંગકાંગની પેહેડી પર એસીસતનટ તરીકે ગયા હતા તયાંથી સને ૧૯૧૦ માં પાછા ફરી, ચત રેની ઓફીસમા કામ કરતા હતા તા૦ ૨૨ મી મે ૧૯૧૭ રોજ ૧૪ મો, માહા ૯ મો સને ૧૨૮૬ યઝદે ને દીને બાઇ હોમાય રૂસ્તમજી વકીલ સાથે લગન થયા હતા, પણ રૂમેટીઝમની સખત બીમારી ભોગવી રોજ ૨૨ મો, માહા ૪ થો સને ૧૨૮૭ યઝદે તા ૩૧ મી ડીસેમબર ૧૯૧૭ ને દીને કુટુંબની ઘણી ગમગીની વચ્ચે ૩૮ વરસની ભર જુવાન વયે બહેશતનશીન થયા હતા

ભાઈ જમશેદજી એદલજી કાવસજી શેઠના જન્મ રોજ
૧૨ યઝદે તા ૧૮૮૪ પાચ વરસની નહાની ઉમરે રોજ
તા. ૧૮૮૯ નેદીને ગુજર પામ્યા હતા

શેઠ એદલજી કાવસજી શેઠના બીજા બેટી બેહેન બચુબાઇનો જનમ રોજ ૪ થો માહા ૮ મો સને ૧૨૬૧ યઝદે તા ૧૭ મી એપરેલ ૧૮૯૨ ને દીને થયો હતો. એવોના લગન રોજ ૧૦ મો માહા ૫ મો સને ૧૨૯૩ યઝદે તા ૧૭ મી જાનેવારી ૧૯૨૪ ને દીને ભાઈ એદલજી જીવણજી સોપારીવાલા સાથે થયા હતા

## શેઠ અરદેશર કાવશજી પાલનજી શેઠના (બેરીસ્તર.)

એઓનો જનમ રોજ ૧૫ મો માહા ૬ ઠો સને ૧૨૨૮ યઝદે. તા ૮ મી મારચ ૧૮૫૯ ને દીને થયો હતો સને ૧૮૭૬ મા મેત્રીક થયા પછી થોડા વરસ પોતાના બાપદાદાની પહેડી પર મેહેતાગીરીમા રહયા હતા પણ કાયદાનુ જ્ઞાન લઈ બેરીસ્તર થવાનો ઠેરાવ કીધો તા ૧૭ મી મારચ ૧૮૮૨ ને દીને વેલાત સીધારયા મરહુમ

શેઠ દારાબ શેઠના ખાનદાનમાં યુરોપ જનાર એઓ પહેલા કુટુંબી હતા તા. ૧૩ મી એપરેલ ૧૮૮૫ ને દીને અતરે મળેલા તાર મુજબ એઓએ બેરીસ્ટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી. એઓની સાથે મરહુમ સર જસ્ટીસ દીનશાહ દાવર પણ પસાર થયા હતા ]

તા૦ ૧૮ મી જાનેવારી ૧૮૮૫ ને દીને "ઈસ્ટ ઈંડીઆ એશોશી-એશન" હુજુર "હીંદી સીવીલ સરવીસની હરીફાઈની પરીક્ષામાં જવાની ઉમર" વીશે એક નીબંધ વાચયો હતો

તા ૩૧ મી જાનેવારી ૧૮૮૪ ને દીને બ્રાટીશ રાજના વડા પ્રધાન મી૦ ગ્લેડસ્ટનની ૭૪ મી વર્ષગાંઠ હોવાથી ઈંગ્લંડમાં વસતા હીંદના દેશીઓએ એ મુબારકબાદીનું માનપત્ર આપ્યું હતું તેમા સામેલ થયેલા ૧૨ પારસીઓમાં એઓ પણ હતા.

"ઇંડીઅન રીફોરમ એશોશીએશન"ના સેક્રેટરીનો ઓહદો બે વરષ સુધી લંડન ખાતે ફતેહમંદીથી ચલાવી મુંબઇ પાછા ફરવા આગમજ એ મંડળી તરફથી એઓને એક માનપત્ર આપવામાં આવયું હતું (તા. ૨૦ મી મે ૧૮૮૫.)

સને ૧૮૮૫ મા હીંદુસ્થાનમાં સ્થાપેલી નેશનલ કોનગ્રેસની પહેલી બેઠક મુંબઇમાં મળી હતી, તેમા એક ડેલીગેટ તરીકે તેઓ બીરાજ્યા હતા, અને ૧૮૯૨ ની કોનગ્રેસમાં એક ઠરાવ ઉપર ભાષણ કીધું હતું

૧૮૮૫ માં મુંબઈ પાછા ફરયા પછી અતરેની હાઈકોરટમાં પ્રેકટીસ કરતા હતા, તે પછી જુજ વખતમાં ગુજરાત તરફ નજર દોડાવી, અને અમદાવાદમાં તથા રાજકોટમાં બહોળી આહકી મેળવી હતી. હાલ એઓએ અમદાવાદમાંજ પોતાનું રહેઠાણ રાખ્યું છે.

એઓના લગણ ૧૬ વરસની ઉમરે રોજ ૧૮ મો માહ ૭ મો સને ૧૨૪૦ યઝદે તા. ૮ મી મારચ ૧૮૭૧ ને દીને બાઈ દોસીબાઈ દોરાબજી પટેલ સાથે થયા હતા એઓને તાબે ૬ ફરજંદોની વસ્તી થઈ હતી, રૂસ્તમજી, મેહેરબાઈ, હોરમસજી, જાગીર, પીરોજબાઈ અને મીઠીબાઈ.

**ભાઈ ફરામરોઝ અરદેશર કાવસજી શેઠના—**એઓનો જનમ રોજ ૩૦ મો માહ ૫ મો સને ૧૨૪૮ યઝદે તા ૧૫ મી ફેબરવારી ૧૮૭૯ ને દીને થયો હતો સેંટ ઝેવીયર સ્કુલ અને કોલેજમાં કેળવણી લેઇ સને ૧૯૦૦ માં બી. એ. ની પરીક્ષા ફરેનચ ભાષામ

ફતેહમદીથી પસાર કીધી હતી અને તા૦ ૧૫ મી ઓગષ્ટ ૧૯૦૩ ને દીને શેઠો તાતા કુા તરફથી તેઓની પેરીસની પેહડીના મદદનીશ તરીકે ગયા હતા અને કેટલાક વરસો સુધી એ પેહડીમાં ફતેહમદીથી કામ બજાવ્યુ હતુ પણ એ પેહડીએ પેરીસમા કામ બંધ કીધા પછી, ભાઈ ફરામરોઝ મોતીની દલાલીનો ધંધો તે તરફ કરે છે

**ભાઈ હોરમસજી અરદેશર કાવશજી શેઠના**—જનમ રોજ ૯ મો માહા ૭ મો સને ૧૨૫૫ યઝદે તા ૨૫ મી મારચ ૧૮૮૯ અતરેની ઝેવીયર સ્કુલમા કેળવણી લઇ, ૧૯૦૫ મા મેત્રીક થઈ, ઝેવયર કોલેજમા દાખલ થઈ બી એ સુધીનો અભયાસ કીધો હતો તા ૧૫ મી એપરેલ ૧૯૧૪ મા મોટરને લગતા કામકાજનો અભીઆશ કરવાને યુરોપ ગયા હતા, અને મોટી લડાઈમા Air Force મા જોડાયા હતા સને ૧૯૧૬ મા અત્રે પાછા ફરયા હતા

**ભાઈ જાગીર અરદેશર કાવશજી શેઠના**—જનમ રોજ ૧૯ મો માહા ૧૦ મો સને ૧૨૬૦ યઝદે તા૦ ૨૯ મી જુન ૧૮૯૧ સને ૧૯૧૦ મા મેત્રીક થયા હતા ઇલેકતરશીયનના અભ્યાસ માટે ૧૯૧૧ મા પેરીસ ગયા હતા અને તાહાથી ૧૯૧૨ મા અમેરીકા ગયા હતા, તે ઠેકાણે પીટસબરગમા આવેલા વેસતીંગહાઉસમા જોડાઈ, હાલ B S C ની પરીક્ષા ફતેહમદીથી પસાર કરવાની ખબર મલી છે

શેઠ અરદેશર કાવશજી શેઠનાના વડા બેગી બેહેન મેહેરબાઇ જનમ રોજ ૧૦ મો માહા ૪થો સને ૧૨૫૦ યઝદે તા. ૨૭ મી દીસેમબર ૧૮૮૦ બીજા બેટી બેહેન પીરોજા જનમ રોજ ૧૦ મો માહા ૧ લો સને ૧૨૫૭ યઝદે તા ૨૭ મી સપટેમબર ૧૮૮૭ ત્રીજા બેટી બેહેન મીઠીબાઈ જનમ રોજ ૨૩ મા માહ ૭ મો સને ૧૨૬૪ યઝદે તા ૫ મી એપરેલ ૧૮૯૫, લગન રોજ ૧ લો માહા ૯ મો સને ૧૨૮૫ યઝદે તા ૯ મી મે ૧૯૧૭ ને દીને ભાઈ દીનશાજી જીજીભાઈ ઈરાની (સોલીસીટર) સાથે થયા હતા

**શેઠ પેસતનજી કાવસજી પાલનજી શેઠના**—મરહુમ શેઠ કાવસજી પાલનજી શેઠનાના ત્રીજા બેટા, જનમ રોજ ૨૪ મો માહા ૧૧ મો સને ૧૨૩૫ યઝદે તા ૧૨ મી આગષ્ટ ૧૮૬૫ ચંદનવાડી સ્કુલમા કેળવણી લઈ, સને ૧૮૮૩ મા મેત્રીકની પરીક્ષા પસાર કરી, સેંટ ઝેવયર કૉલેજમા દાખલ થયા હતા સને ૧૮૮૫ મા પોતાના વડવાઓની પેઢીમા દાખલ થઈ તા. ૨૪ મી ડીસેમબર ૧૮૮૭ ને દીને ઈ "બેલેરેટ" મધે શેઠો હોરમસજી ફરામજી સેઠના અને સોરાબજી ધનજીભાઈ સેઠના સાથે એઓ ચીન રવાના થયા હતા અને ૧૮૯૦ મા શાંગહાઈના મેનેજર થયા હતા બીજી સફરે તા ૨૪ મી મારચ ૧૮૯૪ એ ઈ "સુરત" મધે ભાઈ મનચેરશા ધનજીભાઈ સાથે ગયા હતા, અને તયાથી છેલા ૧૮૯૭ ના એપરેલમા અંતરે પાછા ફરયા હતા શે ગહાઇની અનજુમનના ત્રસ્ટી તથા પ્રમુખનો ઓહદો લગભગ ૬ વરસ સુધી ભોગવી, અનજુમનના કામમા અને ફંડમા સારો સુધારો કીધો હતો ઘોડેસવારીના શોખીન હોવાથી શાંગહાઈના Paper Hunting Club ના જાણીતા મેમબર હતા તેમજ Shanghai Light Horse ના એક Trooper તરીકે એઓ તથા મરહુમ ડા કાવસજી લાલકાકા એ બેજ પારસીઓ સામેલ થયેલા હમના સુધી જણાય છે સને ૧૮૯૭ મા જેપાનની મુસાફરી કરી તે તરફનોસઉથી ઉંચો પરવત માઉંટ "ફુજી" (૧૩૦૦૦ ફીટ)ની ટોચ ઉપર ફરી આવ્યા હતા

વેપારને બદલે ઉદયોગ વધારે પસંદ હોવાથી, આયરન ફાઉનડરી, અને કોલસાની ખાણના ધંધામા કેટલા વરસો ગુજારયા બાદ, સુતર વગેરેની દલાલી કરતા હતા હાલ શેર દલાલનો વહીવટ કરે છે

એઓના લગન રોજ ૨૨ મો માહા ૫ મો સને ૧૨૫૫ યઝદે તા૦ ૫ ઠી ફેબરવારી ૧૮૮૬ ને દીને બાઈ દીનબાઈ તે મરહુમ શેઠ કુવરજી બમનજી શેઠનાની બેટી સાથે થયા હતા ફરજંદો—દારાબશા, બરજોરજી અને શીરીનબાઈ

**ભાઈ દારાબશા પસતનજી કાવસજી શેઠના**—જનમ રોજ ૧૬ મો માહા ૪ થો સને ૧૨૫૫ યઝદે તા૦ ૧ લી જાનેવારી ૧૮૮૭ સેંટ ઝેવયર સ્કુલમા કેળવણી લેઈ સને ૧૯૦૨ મા મેત્રીકની પરીક્ષા ચઢતા નંબરે પસાર કરી, ઝેવયર કોલેજમાં દાખલ થયા

સને ૧૯૦૬ મા બી. એ અને ૧૯૦૯ મા એલ એલ. બી ની પરીક્ષાઓ ફતેહમંદીથી પસાર કીધી હતી, અને મી૰ શરાફ અને દીનશાહ સોલીસીટરના "આરતીકલ" કલારક થઈ સને ૧૯૧૫ માં સોલીસીટરની પરીક્ષા પાસ કીધી હતી તે પછી મી૰ કરેગી વકી-લોને ત્યા નોકરી કરી, હાલ મી૰ મુલા અને મુલાને તાહા ભાગ્યા તરીકે ફતેહમંદીથી ધંધો ચલાવે છે

એઓના લગન પોતાના માસી બાઈ પીરોજબાઈના બેટી બહેન શીરીનબાઈ ખરશેદજી હોરમસજી કેપટન સાથે રોજ ૧૨ મો માહા ૪ થો સને ૧૨૮૫ યઝદે તા૰ ૨૧ મી ડીસેમબર ૧૯૧૯ ને દીને થયા હતા ફરજંદો—રૂસતમજી (જનમ રોજ ૨૩ મો માહા ૩ જો સને ૧૨૮૭ યઝદે તા૰ ૨ જી ફેબરવારી ૧૯૧૭) અને હોરમસજી (જનમ ગાથા ૧ લો સને ૧૨૯૧ યઝદે તા૰ ૫ મી સપટેમબર ૧૯૨૨)

**ભાઈ બરજોરજી પેસતનજી કાવસજી શેઠના**—જનમ રોજ ૯ મો માહા ૫ મો સને ૧૨૫૭ યઝદે તા૰ ૨૪ મી જાનેવારી ૧૮૮૮ સેંટ ઝેવયર સ્કુલમા કેળવણી લેઈ ટેક્નીકલ ઈનસ્ટીટયુટમા જોડાય અને ઈલેક્ટ્રીકસીટીનો ખાસ અભ્યાસ કરી, પરીક્ષામાં ફતેહમંદ ઉતરયા હતા. હાલ તાતા હાઈડરો ઇલેક્ટ્રીક પાવર કું માં મોટા ઓહદા પર છે, અને પોતાની બાહોશીથી પોતાના વડવાઓ ઉપર સારો છાપ બેસાડી ચુકા છે

એઓના લગન પોતાના ફુઈ બાઈ આઈમાયની બીજી બેટી બહેન ધનબાઈ સોરાબજી દાદાભાઈ દુબાશની સાથે રોજ ૧૫ મો માહા ૧૦ મો સને ૧૨૮૯ તા૰ ૨૧ મી જુન ૧૯૨૧ ને દીને થયા હતા.

શેઠ પેસતનજી કાવસજી શેઠનાનું ત્રીજુ ફરજંદ બેહેન શીરીનબાઈ, જનમ રોજ ૨ જો માહા ૧૧ મો સને ૧૨૪૭ યઝદે તા૰ ૧૩ મી જુલાઈ ૧૮૭૮ ને દીને થયો હતો



**ભાઈ દીનશાજી કાવસજી પાલનજી શેઠના**—જનમ રોજ ૧૭ મો માહા ૭ મો સને ૧૨૩૯ યઝદે તા૦ ૬ ઠી એપરેલ ૧૮૭૦ ચંદનવાડી હાઇ સ્કુલમા કેલવણી લેઈ, પોતાના વડવાઓની પેહેડી ઉપર જોડાયા હતા અને સને ૧૮૯૩ ના જાનેવારીમા શેઠ પેસતનજી કુવરજી શેઠના સાથે હાગકાગ એક મદદનીશ તરીકે ગયા હતા, તે પછી ૧૯૦૧ મા શાગાહાઈ ગયા હતા અને નવેમબર ૧૯૦૭ ના હાગકાગની પેહેડીના મેનેજર તરીકે ગયા હતા ૧૯૧૬ મા અતરે પાછા ફરી પેહેડી સાથનો સબધ છુટો કરી, પોતાના હીસાબે ધધો કરવા, પોતાની ફેમીલી સાથે એજ વરસમા પાછા હાગકાગ ગયા હતા સને ૧૯૧૯ મા છેલ્લા અતરે પાછા ફરી અતરેજ પોતાનુ કામકાજ કરે છે હાગકાગની અનજુમનના ધરમન ફડના ટ્રસ્ટી તરીકે ૧૯૦૮ થી ૧૯૧૯ સુધી હતા સને ૧૯૧૧ ની એપરેલમા હાગકાગની યુનીવરસીટી કોરટના એક મેમબર નેમાય હતા, અને ૧૯૧૨ મા હાગકાગમા જે પી થવાનુ માન મલ્યુ હતુ

એઓના પેહેલા લગન બહેન સુનાબાઈ તે શેઠ બમનજી સોરાબજી જમશેદજી જીજીભાઈના બેટી સાથે તા૦ ૮ મી ડીસેમબર ૧૮૯૫ ને રોજ ૨૪ મો માહા ૩ જો સને ૧૨૬૫ યઝદે ને દીને થયા હતા ફરઝંદ—કાવસજી બેહેન સુનાબાઈ રોજ ૨૫ મો માહા ૮ મો સને ૧૨૬૬ યઝદે તા૦ ૮ મી મે ૧૮૯૭ ને દીને ખડાલા ખાતે ભર જુવાન વયે મરણ પામ્યા હતા બીજીવારના લગન મરહુમ શેઠ જાગીરજી નશરવાનજી મોદીના બેટી બેહેન ગુલબાઈ (જનમ રોજ ૨૭ મો માહા ૯ મો ૧૨૪૫ યઝદે તા૦ ૧૩ મી જુન ૧૮૭૬) સાથે રોજ ૨૧ મો માહા અસપનદાદ સને ૧૨૬૮ યઝદે તા૦ ૩૧ મી આગસ્ટ ૧૮૯૯ ને દીને થયા હતા ફરઝંદ—બચુબાઈ, જનમ રોજ ૧૦ મો માહા ૧૧ મો સને ૧૨૬૯ યઝદે તા૦ ૨૧ મી જુલાઈ ૧૯૦૦,

ભાઈ કાવસજી દીનશાજી કાવસજી શેઠના, જનમ રોજ ૫ મો માહા ૮ મો સને ૧૨૬૬ યઝદે તા૦ ૧૭ મી એપરેલ ૧૮૯૭ ને દીને ખડાલા ખાતે થયો હતો. એઓના જનમ પછી એઓના માતાજી દીન ૨૧ પછી ગુજર પામયા હતા હાલ એઓ અતરેની જાણીતી પારસી પેહેડીમા કાપડ વગેરેના કામમા રોકાયેલા છે

---

**ભાઈ બમનજી કાવશજી પાલનજી શેઠના**—જનમ રોજ ૨૭ મો માહા ૯ મો સને ૧૨૪૬ યઝદે તા૦ ૧૪ મી મે ૧૮૭૭ ચદનવાડી સ્કુલમા મેટ્રીક શુધીની કેળવણી લીધી હતી બલેકી કુા મા એકાઉનટનટનુ કામ ઘણા વરસો સુધી બજાવી, સને ૧૯૧૮ મા મેસરસ ખરશેદજી બમનજીની કુા. મા સામેલ થયા હતા, અને ૧૯૧૯ મા (સવત ૧૯૭૬ મા) એક ભાગયા થયા હતા.

લગન રોજ ૧ લો માહા ૭ મો સને ૧૨૭૨ યઝદે તા૦ ૧૪ મી મારચ ૧૯૦૩ ને દીને મરહુમ શેઠ કુવરજી બમનજી શેઠનાના બેટી બાઈ શીરીનબાઈના દીકરી દીનબાઈ અરદેશર મેહેરજી વીકાજી સાથે થયા હતા

ફરઝદો—કાવશજી (જનમ રોજ ૫ મો માહા ૫ મો સને ૧૨૭૬ યઝદે તા૦ ૧૫ મી જાનેવારી ૧૯૦૭) અને શીરીનબાઇ (જનમ રોજ ૨૧ મો માહા ૨ જો ૧૨૮૦ યઝદે તા૦ ૨ જી નવેમબર ૧૯૧૦)

---

## મરહુમ શેઠ કાવશજી પાલનજી શેઠનાની બેટીઓ

મરહુમ શેઠ કાવસજી પાલનજીના બીજા બેટી બાઈ નવાજબાઇ જનમ રોજ ૧૭ મો માહા ૯ મો સને ૧૨૨૩ યઝદે તા૦ ૯ મો જુન ૧૮૫૪ ને દીને થયો હતો લગન રોજ ૧ લો માહા ૫ મો સને ૧૨૩૫ યઝદે તા૦ ૨૧ મી જાનેવારી ૧૮૬૬ ને દીને શેઠ પેસતનજી મરશેદજી જમશેદજી બાટલીબોઇ સાથે થયા હતા બાઇ નવાજબાઈનુ મરણ ૨૭ વરસની ભર જુવાન વયે રોજ ૨૫ મો માહા ૩ જો સને ૧૨૫૧ યઝદે તા૦ ૧૨ મી ડીસેમબર ૧૮૮૧ ને દીને નીપજ્યુ હતુ ફરઝદો—ધનબાઇ, દીનબાઈ, બરજોરજી, જાગીર અને દારાબશા

(1) બાઇ ધનબાઇનો જનમ રોજ ૨૫ મો માહા ૧૨ મો સને ૧૨૪૦ યઝદે તા૦ ૧૧ મી સપટેમબર ૧૮૭૧ લગન રોજ ૧૫ મો માહ ૫ મો સને ૧૨૫૬ યઝદે તા૦ ૩૦ મી જાનેવારી ૧૮૮૭ ને દીને શેઠ હોરમસજી ધનજીભાઇ કાપડયા સાથે થયા હતા શેઠ હોરમસજી કાપડયા રોજ ૭ મો માહા ૫ મો સને ૧૨૮૩ યઝદે તા૦ ૧૫ મી જાનેવારી ૧૯૧૪ ને દીને મરણ પામયા હતા

ફ્રરઝંદો —દીનશાજી (જનમ રોજ ૬ ઠો માહા ૯ મો સને ૧૨૫૭, તા૦ ૨૦ મી મે ૧૮૮૮), દારાબશા (જનમ રોજ ૧૦ મો માહા ૨ જો સને ૧૨૬૦ તા૦ ૨૬ મી અકટોબર ૧૮૯૦), ગુલબાઈ (જનમ રોજ ૫ ઠો માહા ૧૧ મો સને ૧૨૬૧ તા૦ ૧૮ મી જુલાઈ ૧૮૯૨), ફ્રેની (જનમ રોજ ૨૦ મો માહા ૧૧ મો સને ૧૨૬૪ તા૦ ૧૧ મી આગસ્ટ ૧૮૯૫), સોરાબ (જનમ રોજ ૨૨ મો માહા ૮ મો સને ૧૨૬૬ તા૦ ૪ થી મે ૧૮૯૭), જાગીર (જનમ રોજ ૩૦ મો માહા ૨ જો સને ૧૨૬૯ તા૦ ૧૩ મી નવેમબર ૧૮૯૯, મરણ રોજ ૨૩ મો માહા ૧૧ મો સને ૧૨૭૮ તા૦ ૨ જી આગસ્ટ ૧૯૦૯), ધનજીભાઈ (જન્મરોજ ૨૭ મો માહા ૪થો સન ૧૨૭૮ તા૦ ૭ મી જાનેવારી ૧૯૦૯), અને શીરીનબાઈ (જન્મ રોજ ૨૨ મો માહા બીજો સને ૧૨૮૦ તા૦ ૩ જી નવેમબર ૧૯૧૦)

(૨) બાઈ ડીનબાઈનો જનમ રોજ ૬ઠો માહા ૧ લો સને ૧૨૪૪ યઝદે તા૦ ૨૫ મી સપટેમબર ૧૮૭૪ લગન રોજ ૧૦ મો માહા ૫ મો સને ૧૨૬૪ યઝદે તા૦ ૨૩ મી જાનેવારી ૧૮૯૫ ને દીને શેઠ જાલભાઇ દાદાભાઈ સતારેવાલાની સાથે થયા હતા ફ્રરઝંદો—દાદાભાઈ, (જનમ રોજ ૨૫ મો માહા ૮ મો સને ૧૨૬૫ યઝદે તા૦ ૭ મી મે ૧૮૯૬), ડીનશાજી (જનમ રોજ ૧૪ મો માહા ૧ લો સને ૧૨૬૮ યઝદે તા૦ ૨૮ મી સપટેમબર ૧૮૯૮) અને સોરાબજી (જનમ રોજ ૨૨ મો માહા ૧૦ મો સને ૧૨૧૮ યઝદે તા૦ ૩ જી જુલાઈ ૧૮૯૯)

(૩) ભાઈ બરજોરજીનો જનમ રોજ ૨૨ મો માહા ૧૦ મો સને ૧૨૪૬ યઝદે તા૦ ૮ મી જુલાઈ ૧૮૭૭ લગન રોજ ૧૯ મો માહા ૧૨ મો સને ૧૨૮૭ યઝદે તા૦ ૨૫ મી આગશટ ૧૯૧૮ ને દીને બેહેન તેહમીના ખરશેદજી મોદી સાથે થયા હતા

(૪) ભાઈ જાગીરજીનો જનમ રોજ ૧૯ મો માહા ૧૦ મો સને ૧૨૪૮ યઝદે તા૦ ૫ મી જુલાઈ ૧૮૭૯ લગન રોજ ૨૧ મો માહા ૧૦ મો સને ૧૨૮૨ યઝદે તા૦ ૨૯ મી જુન ૧૯૧૩ ને દીને બેહેન બચુબાઇ તે મરહુમ શેઠ બમનજી એદલજી કાશીનાથના બેટી સાથે થયા હતા

(૫) ભાઈ દારાબશાહ તે મરહુમ બાઈ નવાજબાઈનુ છેલ્લુ ફ્રરઝંદ, જનમ રોજ ૧૧ મો માહા ૭ મો સને ૧૨૫૦ યઝદે તા૦ ૨૮ મી

મારચ ૧૮૮૧ ૧૮ વરસની અતી જુવાન વયે મરકીના બુરા રોગથી રોજ ૧૧ મો માહા ૯ મો સને ૧૨૫૮ યઝદે તા૦ ૨૩ મી મે ૧૮૯૯ ને દીને મરણ નીપજ્યું હતું

મરહુમ શેઠ કાવશજી પાલનજી શેઠનાના ત્રીજા બેટી બાઈ શીરીનબાઈ જનમ રોજ ૧ લો માહા ૬ ઠો સને ૧૨૩૦ યઝદે તા ૨૨ મી ફેબરવારી ૧૮૬૦ લગન રોજ ૨૪ મો માહા ૬ ઠો સને ૧૨૪૦ યઝદે તા ૧૪ મી મારચ ૧૮૭૧ ને દીને ચીનના આગલા વેપારી મરહુમ શેઠ બરજોરજી રૂસતમજી મોદીના બેટા શેઠ પીરોજશા બરજોરજી મોદી સાથે થયા હતા

શેઠ પીરોજશાહનો જનમ રોજ ૨૨ મો માહા ૧૨ મો સને ૧૨૨૪ યઝદે તા ૧૨ મી સપટેમબર ૧૮૫૫ ને દીને થયો હતો ૧૮૭૪ મા મેત્રીકની પરીક્ષા પસાર કીધી હતી, અને જયારે એઓના પીતાએ મી૦ ડેવીડ સાસુનની કંપની સાથનો સબંધ છોડયો ત્યારથી શેઠ પીરોજશાહ પોરટકેનીગ અને લેનડ ઇંમપરુમેનટ કંપની ના સેક્રેતરી નેમાયા હતા જે ઓહ્દો એઓએ નાદરૂસ્ત તબીયતને લીધે મરણની બે વરસ અગાઉ છોડયો હતો ડાયબીટીસના બુરા રોગને લીધે એઓને ડાબો હાથ ૧૯૦૨ મા ડા૦ માસીનાએ કાપી નાખયો હતો એઓનુ મરણ પણ એજ માદગીને લીધે નીપજ્યુ હતુ એઓ ઘણા ખંતીલા અને ઉદયોગી ગ્રહસ્થ હતા અને પોતાના બેટાઓને ઉંચી કેળવણી આપવાને ઘણા આતુર હતા, અને તે એઓની ઉમેદ બીલકુલ પાર પડી હતી, પણ વડા મેટા ભાઈ રૂસતમ સોલીસીટર થઈ વીખ્યાતી મેળવે તે આગમજ ૪૦ વરસની ભર જવાન વયે ઓચીંતા મરણ પામયાથી એઓ શેઠને મજબુત જખમ લાગો હતો, જેનુ નામ સેવટની ઘડી સુધી તેઓ પોકારતા હતા એઓએ એક સુલેહના અમલદાર, પારસી મેત્રીમોનયલ કોરટના ડેલીગેટ, અને ઓનરરી મેજીસત્રેટના ઓહ્દા ભોગવ્યા હતા એઓના ઉઠમણામા કુલે રૂ ૧૩૫૦૦) ભરાયા હતા, જેની વ્યવસ્થા કોઇ કેલવણી ખાતાના ઉપયોગ માટે થનાર છે એઓનુ મરણ રોજ ૧૨ મો માહા ૬ ઠો સને ૧૨૯૨ તા૦ ૧૮ મી ફેબરૂઆરી ૧૯૨૩ ને દીને નીપજ્યુ હતુ

ફરઝંદો —રૂસતમજી, આઈમાય, હોરમસજી, કેખશરૂ, અને રતનબાઈ

**ભાઈ રૂસતમજી પીરોજશા બરજોરજી મોદી**—એઓનો જનમ રોજ ૧ લો માહા ૧૨ મો સને ૧૨૪૬ યઝદે તા૦ ૧૬ મી આગસ્ટ ૧૮૭૭ ને દીને થયો હતો સેંટ ઝેવયર સ્કુલ અને કાલેજમાથી

કેળવણી લઈ ૧૮૯૭ મા બી. એ., ૧૮૯૮ મા એમ એ ની પરીક્ષા ૨૧ ની નાની વયે ફતેહમદીથી પસાર કીધી હતી સને ૧૯૦૧ મા એલ એલ બી થયા હતા. મીo ક્રાફરડ બ્રાઉનની કુ ના મીo બ્રાઉન સોલીસીટરના "આરતીકલડ કલારક" કલારક થઈ, સને ૧૯૦૮ મા સોલીસીટરની પરીક્ષા ફતેહમદીથી પસાર કરી, મેસરસ ક્રાફરડ બ્રાઉનની કુ મા મદદનીશ દાખલ નોકરીએ રહી, એક સારી આશા આપનારા સોલીસીતર નીકળવાની પુરતી આગાહીઓ આપી ચુકા હતા, તેટલે તદન કમનસીબ મોતે મરણ પામયા હતા એઓના રહેવાના મકાનમા ઉદરો નીકળવાથી બગલો ખાલી કરી, એપોલો બદરના એક હોટેલમા આસરો લીધો હતો ત્યાહા Ptomaine Poison થી થોડા કલાકમા ઓચીતા મરણ પામ્યા હતા રોજ ૯ મો, માહા ૧૧ મો સને ૧૨૮૬ યઝદે તાo ૧૬ મી જુલાઈ ૧૯૧૭ એક મોતમાથી બચવા જતા બીજા મોતે એક આશાવત, ઝળકતી કારકીરદીને ઉમદા પ્રકાશનો ચેરાગ બુજાઇ જવાથી આખા કુટુબમા ભારે શોક વ્યાપી રહયો હતો એઓના ઉઠમણામા રૂ ૪૦૦૦ ભરાયા હતા જે રકમમાથી ધરમપોર ખાતેના ખઇના દરદીઓ માટે એક બલોક બાધયો હતો એઓના લગન ચીનના એક આગલા વેપારી મરહુમ શેઠ ધનજીભાઇ મેહેરવાનજી મેહેનાના વડા બેટી બેહેન પીરોજા સાથે રોજ ૧૧ મો માહા ૮ મો સને ૧૨૭૭ યઝદે તાo ૨૨ મી એપરેલ ૧૯૦૭ ને દીને થયા હતા ફરઝદો —બરજોરજી (જનમ રોજ ૨૯ મો માહા ૯ મો સને ૧૨૭૭ યઝદે તાo ૮ મી જુન ૧૯૦૮,) નવરોજી (જનમ રોજ ૧૪ મો માહા ૬ ઠો સને ૧૨૭૯ યઝદે તાo ૨૩ મી ફેબરવારી ૧૯૧૦,) જાંગીરજી (જનમ રોજ ૧૫ મો માહા ૧૦ મો સને ૧૨૮૫ યઝદે તાo ૨૨ મી જુન ૧૯૧૬)

બાઇ શીરીનબાઇના બીજા બેટા **ભાઈ હોરમસજી પીરોજશા બરજોરજી મોદી,** જનમ રોજ ૫ મો માહા ૧ લો સને ૧૨૫૧ યઝદે તાo ૨૩ મી સપતેમબર ૧૮૮૧ પોતાના વડા ભાઈની માફક એઓએ પણ સેંટ ઝેવયર સ્કુલ અને કોલેજમાથી કેળવણી લઈ, ૧૮૯૮ મા મેત્રીક, ૧૯૦૩ મા બી એ અને ૧૯૦૪ મા એમ એ ની ડીગ્રીઓ ૨૩) વરસની ઉમરે મેળવી, ભવીશમા મોટી આશા આપનારા જુવાન તરીકે તે વેળાએજ આગાહી થઇ હતી સને ૧૯૦૬ મા એલ. એલ બી અને ૧૯૧૦ મા મુબઈના એડવોકેટની પરીક્ષા પસાર કરવાને ફતેહમદ થયા હતા કાયેદાનો અભયાસ

કરવા છતા, તે ધંધા ઉપર જાજુ લક્ષ આપ્યુ નહિ, અને રાજદવારી ખટપટ માથે ઉઠાવી સને ૧૯૦૮ મા The Political Future of India વીશે Sir Robert Laidlow નુ ઈનામ બીજા મજબુત હરીફ છતા, બાઇ હામીને ફાળે ગયુ હતુ તે પછી જાહેર સવાલમા ઉલટથી આગળ વધી, મ્યુનીસીપાલ કોરપોરેશનના સભાસદ તરીકે બહાર પડી, શેહેરની સેવા બજાવવા લાગા વળી ઇમપરૂવમેન્ટ ટ્રસ્ટના બોરડમા કોરપોરેશન તરફથી બીરાજવાનુ માન મલ્યુ સર ફીરોજશાહ મેરવાનજી મેહેતાની જીદગીનુ વૃતાત ઘણી રસીલી ભાષામા ઘણી મેહેનતે લખી, ગયે વરસેજ બહાર પાડયુ જે માટે મરહુમ સર ફીરોજ-શાહનુ બાવલુ ખુલ્લુ મુકતી વખતે નામદાર ગવરનર સર જીયોરજ લોઈડે તે લખાણ માટે વખાણ કીધી હતી હાલ એઓ કોરપોરેશનના પ્રમુખ તરીકે માનવત ઓહ્દો ભોગવે છે કામકાજ જલદીથી ઉચકી લેવાની સમજશક્તી અને ચચળાઈ જોઈ મુબઇના સહાસીક મીલ માલેક શેઠ ખરશેદજી નસરોજી વાડીયાએ પોતાના એક ભાગયા દાખલ સને ૧૯૨૧ મા લીધા છે, અને તેઓની મીલોને લગતો કારો-બાર ફતેહમદીથી ચલાવે છે એઓના લગન રોજ ૧૭ મો માહા ૭ મો સને ૧૨૮૫ યઝદે તા૦ ૨૪ મી મારચ ૧૯૧૭ ને દીને બેહેન જરબાઈ તે મરહુમ શેઠ કાવસજી દાદાભાઇ દુબાશના બેટી સાથે થયા હતા ફરજદો—રૂસતમજી (જનમ રોજ ૮ મો માહા ૫ મો સને ૧૨૮૭ યઝદે તા૦ ૧૭ મી જાનેવારી ૧૯૧૮), અને કાવસજી (જનમ રોજ ૧૪ મો માહા ૨ જો સને ૧૨૯૨ યઝદે તા૦ ૨૩ મી અકટોબર ૧૯૨૨)

**ભાઈ કેખશરૂ પીરોજશા બરજોરજી મોદી**—જનમ રોજ ૧૫ મો માહા ૩ જો સને ૧૨૫૫ યઝદે તા૦ ૧ લી ડીસેમબર ૧૮૮૫ પોતાના વડા ભાઇઓની માફક સેંટ ઝેવયર સ્કુલમાથી ૧૯૦૧ મા મેટ્રીક અને એજ કોલેજમા કેળવણી લઈ સને ૧૯૦૫ મા બી એ ની ડીગ્રી લઇ ગ્રાંટ મેડીક કોલેજમા દાખલ થયા, અને ૧૯૧૦ ના વરસમા એલ એમ એન્ડ એસ ની ડીગ્રી ફતેહમદી સાથે મેલવી તે પછી વધુ અભ્યાસ માટે યુરોપ સને ૧૯૧૨ મા ગયા હતા અને તાહાથી ૧૯૧૪ મા પાછા ફરી અતરે X rays & Electro Theropentics એક ચુનદા Specialist તરીકે બહોળી પ્રેકટીસ કરે છે

એઓના લગન પોતાના વડા ભાઇની સાલી બેહેન મેહેરબાઈ ધનજીભાઇ મેહેતા સાથે રોજ ૧૭ મો માહા ૭ મો સને ૧૨૮૬ યઝદે તા૦ ૨૬ મી મારચ ૧૯૧૭ ને દીને થયા હતા ફરજદો —

રૂસ્તમજી (જનમ રોજ ૩ જો માહા ૬ ઠો સને ૧૨૮૯ યઝદે તા૦ ૧૦ મી ફેબરવારી ૧૯૧૯) અને ધનજીભાઈ (જનમ રોજ ૨૫ મો માહા ૧૨ મો સને ૧૨૯૧ યઝદે તા૦ ૩૦ મી આગસ્ટ ૧૯૨૨)

બાઈ મહેરબાઇનું મરણ રોજ ૭ મો માહા ૬ ઠો સને ૧૨૯૪ તા૦ ૧૩ મી ફેબરવારી ૧૯૨૪ ને દીને ૨૭ વરસની ભર જુવાન વયે ન્યુમોનીયાના કાટીલ રોગથી દીન ૧૦ ની સખ્ત માંદગીથી નીપજ્યુ હતુ

બાઈ શીરીનબાઈના બે બેટીઓ—આઈમાય, જનમ રોજ ૧૭ મો માહા ૨ જો સને ૧૨૪૯ યઝદે તા૦ ૫ મી નવેમબર ૧૮૭૯ અને રતનબાઈ જનમ રોજ ૨૩ મો માહા ૧ લો સને ૧૨૫૮ યઝદે તા૦ ૯ મી અકટોબર ૧૮૮૮

મરહુમ બાઇ આઈમાય તે મરહુમ શેઠ કાવશજી પાલનજીના ચોથા બેટી, એઓનો જનમ રોજ ૪ થો માહા ૯ મો સને ૧૨૩૧ યઝદે તા૦ ૨૫ મી મે ૧૮૬૨ ને દીને થયો હતો લગન રોજ ૧૮ મો માહા ૫ મો સને ૧૨૪૬ યઝદે તા૦ ૪ થી ફેબરવારી ૧૮૭૭ ને દીને મરહુમ શેઠ સોરાબજી દાદાભાઇ દુબાશ (જનમ રોજ ૧૫ મો માહા ૨ જો ૧૨૨૩ યઝદે તા૦ ૯ મી નવેમબર ૧૮૫૩) સાથે થયા હતા મરહુમ બાઈ આઈમાય ઘણાજ રાંક અને મીલનસાર હતા મરકીના બુરા રોગના ચેપથી રોજ ૭ મો માહા ૫ મો સને ૧૨૬૮ યઝદે તા૦ ૧૯ મી જાનેવારી ૧૮૯૯ ને દીને ૩૯ વરસની ભર જુવાન વયે બેહેસ્તનશીન થયા હતા એઓના ઉથમણામા રૂ૫૩૩૫ જુદા જુદા ધરમખાતાઓમા આપવામા આવ્યા હતા

મરહુમ શેઠ સોરાબજી રોજ ૨૨ મો માહા ૩ જો સને ૧૨૯૧ યઝદે તા૦ ૩૦ મી નવેમબર ૧૯૨૧ ને દીને ૬૮ વરસની ઉમરે ગુજરયા હતા એઓના ઉથમણામા રૂ૧૦૫૧૨૭ ભરાયા હતા એઓને વાલા બે બેટા હોરમસજી અને દાદાભાઇ તથા બે બેટીઓ બચુબાઇ અને ધનબાઈની વશ્તી થઈ હતી

**બાઇ હોરમસજી સોરાબજી દુબાશ**—જનમ રોજ ૧૨ મો માહા ૪ થો સને ૧૨૪૮ યઝદે તા૦ ૩૦ મી ડીસેમબર ૧૮૭ લગન રોજ ૨૨ મો માહા ૯ મો સને ૧૨૯૧ યઝદે તા૦ ૨૯ મી મે ૧૯૨૨ ને દીને શેઠ ધનજીશા દોરાબજી ભરૂચા (બેરીસતર) ના બેટી બેહેન સુના બાઇ સાથે થયા હતા બાઈ હોરમસજી પોતાના બપાવાની પેહેડી શેઠ દાદાભાઇ હોરમસજીની કુ. મા વહીવટ કરે છે

**ભાઈ દાદાભાઈ સોરાબજી દુબાશ**—જનમ રોજ ૨૧ મો માહા ૩ જો સને ૧૨૬૭ યઝદે તા૦ ૪ થી ડીસેમબર ૧૮૯૭ લગન રોજ ૨ જો માહા ૧૧ મો સને ૧૨૯૦ યઝદે તા૦ ૮ મી જુલાઇ ૧૯૨૧ ને દીને શેઠ ખરશેદજી ધનજીભાઇ શરાફ (સોલી સીટર) ના એક પુરા બેટી બેહેન આવાબાઈ સાથે થયા હતા ફરજંદો આઈમાય (જનમ રોજ ૨૬ મો માહા ૪ થો સને ૧૨૯૧ યઝદે તા૦ ૩ જી જાનેવારી ૧૯૨૨) અને સોરાબજી (જનમ રોજ ૧૫ મો માહા ૧૦ મો સને ૧૨૯૨ યઝદે તા૦ ૨૧ મી જુન ૧૯૨૩)

બેહેન બચુબાઈ તે મરહુમ બાઇ આઈમાય સોરાબજી દાદાભાઈ દુબાશના વડા બેટી, જનમ રોજ ૧૧ મો માહા ૭ મો સને ૧૨૬૪ યઝદે તા૦ ૨૫ મી મારચ ૧૮૯૫, લગન રોજ ૯ મો માહા ૭ મો સને ૧૨૮૭ યઝદે તા૦ ૧૮ મી મારચ ૧૯૧૮ ને દીને શેઠ ખરશેદજી ભીમજીભાઈ દારૂવાલા સાથે થયા હતા ફરજંદો બુચી માનેકબાઇ, (જનમ રોજ ૩ જો માહા ૪ થો સને ૧૨૮૯ યઝદે તા૦ ૧૨ મી ડીસેમબર ૧૯૧૯), બીજી બેટી આઈમાય જનમ રોજ ૩૦ મો માહા ૫ મો સને ૧૨૯૧ યઝદે તા૦ ૬ ઠી ફેબરવારી ૧૯૨૨ અને નસરવાનજી (જનમ રોજ ૩૦ મો માહા ૩ જો સને ૧૨૯૩ તા૦ ૮ મી ડીસેમબર ૧૯૨૩)

બેહેન ધનબાઈ તે મરહુમ બાઈ આઈમાય સોરાબજી દાદાભાઈ દુબાશના બીજા બેટી જનમ રોજ ૧૩ મો માહા ૧૦ મો સને ૧૨૬૫ યઝદે તા૦ ૨૧ મી જુન ૧૮૯૬, લગન રોજ ૧૫ મો માહા ૧૦ મો સને ૧૨૯૦ યઝદે તા૦ ૨૧ મી જુન ૧૯૨૧ ને દીને ભાઇ બરજોરજી પેસતનજી કાવશજી શેઠના સાથે થયા હતા

મરહુમ શેઠ કાવશજી પાલનજીના સઉથી નહાના બેટી બાઇ ધનબાઇ જનમ રોજ ૨૪ મો માહા ૧૨ મો સને ૧૨૩૩ યઝદે તા૦ ૧૧ મી સપટેમબર ૧૮૬૪ ને દીને થયો હતો લગન રોજ ૫ મો માહા ૩ જો સને ૧૨૫૨ યઝદે તા૦ ૨૨ મી ડીસેમબર ૧૮૮૨ ને દીને શેઠ બરજોરજી ભીમજીભાઇ બાટલીબોઈ સાથે થયા હતા બાઈ ધનબાઇનુ મરણ રોજ ૨૫ મો માહ ૭ મો સને ૧૨૭૨ યઝદે તા૦ ૭ મી એપરેલ ૧૯૦૩ ને દીને ૩૫ વરસની ભર જુવાન વયે નીપજ્યુ હતુ

મરહુમ શેઠ પાલનજી કાવશજી દારાબ શેઠના નહાના બેટી બાઇ હીરાબાઈ હતા તેઓના લગન શેઠ જીજીભાઇ ભીખાજી ગાઝદર સાથે થયા હતા ફરજંદો—કુંવરબાઈ, બમનજી અને આવાબાઇ બાઇ કુંવર-

બાઈનો લગન શેઠ રૂસતમજી ફકીરજી પરેલવાલા સાથે થયા હતા, અને બાઈ આવાબાઇના લગન શેઠ ધનજીભાઇ મેરવાનજી કાપડયા સાથે થયા હતા

**શેઠ બમનજી જીજીભાઈ ગર્જદર**—એઓ મરહુમ શેઠ કાવશજી પાલનજી શેઠનાના ભાણેજ થાય છે જનમ રોજ ૮ મો માહા ૧૦ મો સને ૧૨૧૨ યઝદે તા૦ ૩જી જુલાઈ ૧૮૪૩, લગન રોજ ૧૪ મો માહા ૫ મો સને ૧૨૩૭ યઝદે. તા૦ ૩ જી ફેબરવારી ૧૮૬૮ ને દીને બાઈ જરબાઇ જમશેદજી દાદાભાઇ વસઈગરા સાથે થયા હતા એઓના મામા શેઠ કાવશજી પાલનજીની પેહેડી (ખરશેદજી બમનજીની કુ) મા સામેલ થઇ સને ૧૮૬૯ મા મરહુમ શેઠ હોરમસજી કુવરજી શેઠના સાથે હાંગકાંગની મે૦ કાવશજી પાલનજીની કુ. મા મદદનીશ તરીકે ગયા હતા અને તાહા ૨–૩ વરસ ગુજારી અતરે પાછા ફરી, અતરેની પેહેડીમા સને ૧૯૧૯ સુધી ૫૦ વરસ નોકરી બજાવી એકાંત જીદગી ગુજારતા હતા

ફરજંદો —(૧) પેસતનજી, જનમ રોજ ૧૧ મો માહા ૪ થો સને ૧૨૪૪ યઝદે તા૦ ૩૦ મી ડીસેમબર ૧૮૭૪, લગન રોજ ૩૦ મો માહા ૩ જો સને ૧૨૭૯ યઝદે તા૦ ૧૧ મી ડીસેમબર ૧૯૦૯ ને દીને બેહેન જરબાઈ અરદેશર મેહેરજી વીકાજી સાથે થયા હતા હાલ એઓ દેહરાદુન ખાતે કાનપોરની મયુર મીલ કુ ના એકલા આડતયા તરીકે બહોળો વહીવટ કરે છે ફરજંદો– શીરીનબાઇ, તેહેમીના અને જીજીભાઇ

(૨) પાલનજી, જનમ રોજ ૧૨ મો માહા ૧૦ મો સને ૧૨૪૬ યઝદે તા૦ ૨૮ મી જુન ૧૮૭૭ લગન રોજ ૬ ઠો માહા ૧૦ મો સને ૧૨૭૬ યઝદે તા૦ ૧૬ મી જુન ૧૯૦૭ ને દીને બેહેન પીરોજા નાનાભાઈ પટેલ સાથે થયા હતા ભાઈ પાલનજી હાલ શી બસરા ખાતે બ્રીટીશ ઇનડીઆ સ્ટીમશીપ કુ ના રેપ્રીઝેનટેટીવ તરીકે સારો ઓધ્ધો ભોગવે છે એઓના ફરજંદો—ફરામરોઝ (જનમ રોજ ૨૯ મો માહા ૧ લો સને ૧૨૭૮ યઝદે તા૦ ૧૧ મી અકટોબર ૧૯૦૮), આઇમાય (જનમ રોજ ૯ મો માહા ૫ મો સને ૧૨૭૯ યઝદે તા ૧૯ મી જાનેવારી ૧૯૧૦ અને કાવશજી (જનમ રોજ ૧૯ મો માહા ૨ જો સને ૧૨૮૨ યઝદે તા૦ ૩૦ મી અકટોબર ૧૯૧૨)

(૩) સોરાબજી જનમ રોજ ૨૭ મો માહા ૪ થો સને ૧૨૫૨ યઝદે, તા૦ ૧૩ મી જાનેવારી ૧૮૮૩

(૪) શીરીનબાઇ, જનમ રોજ ૮ મા માહા ૮ મો સને ૧૨૫૦ યઝદે તા૦ ૨૪ મી એપરેલ ૧૮૮૧ લગન ભાઇ ધનજીશાહ મીસ્રી સાથે

મી૦ બમનજી ગઝદર ૮૦ વરસની પાકટ વયે રોજ ૧૦ મો માહા ૫ મો સને ૧૨૯૩ યઝદે. તા૦ ૧૭ મી જાનેનારી ૧૯૨૪ ને દીને રાતના કલાક ૨ ને અમલે અતેસારની જીવલેણ માંદગીથી ૨ મહીના હેરાન થઈ સ્વરગવાસ થયા હતા એઓનુ રેહેવાનુ મકાન પાચ મજલાનુ હતુ, છતા આટલી મોટી વયે દરરોજ નીયમીતપણે ૩ થી ૪ વખત બહાર જતા આવતા હતા જે અલબતા એઓની શકતી અને આગલા જમાનાનુ ખમીર આજના ઉધરતા જવાન માટે નકલ કરવા જોગ હતુ

## શેઠ ખરશેદજી બમનજી શેઠના

એવોનો જનમ સુરતના રૂસતમપરામા રોજ ૯ મો માહા ૨ જો સને ૧૧૭૮ તા૦ ૧૪ મી નવેમબર ૧૮૦૯ ને દીને થયો હતો. શેઠ ખરશેદજી અંગ્રેજી કેળવણીથી બેનસીબ રહયા હતા, પણ નામા અને ગુજરાતી હીસાબમા ઘણા હોશયાર હતા જયારે સુરતમા વણાટ કામનો ધંધો મોટી આગ પછી પડી ભાગો ત્યારે પોતાના બીજા પીત્રાઈ ભાઈઓ સાથ કામ ધંધાની શોધમા મુંબઈ આવી વસ્યા, અને એવોના કાકાઓ મરહુમ શેઠો પાલનજી કાવશજી અને ફરામજી કાવસજીની સાથે છાપરયા વાણીઆ શેઠ ધરમશી હેમચંદને તાહા નહાના પગારે નામુ લખવાને નોકરીએ રહયા હતા. તે વેના એવોની ઉમર ૧૪ વરસની હતી છાપરીઆ વાણીયાને તયા પગાર જુજ હોવાથી બીજા એક પારસી તાડીવાલાની દુકાને રોજ સાંજના તેનો હીસાબ લખવા માસીક રૂ ૪) ના પગારે બીજી નોકરી કરતા હતા તે પછી એવોના કાકા શેઠ પેસતનજી કાવસજીના ચીનના વેપારમા સામેલ થયા હતા, અને તેઓ તરફથી સને ૧૮૩૩ મા કનતાનની સફર કરી, તાહા થોડા વરષો ગુજારી, મુંબઈ પાછા ફરી અત્રેજ સઘળા વેપાર ઉપર હકુમત ચલાવતા હતા એ મરહુમ શેઠનો હીસાબી અનુભવ પુખત અને ગણતરીમા કુનેહબાજ હોવાથી વેપારી આલમમા સારી વીખયાતી મેળવવા પામયા હતા પોતાના મરહુમ કાકા શેઠ પેસતનજી કાવશજીના મરણ પછી વેપારનો સઘળો કારોબાર એવોને હાથ હતો અને પોતાના પીત્રાઈ ભાઈઓને અને તેવોના અને પોતાના દીકરાઓને અને ભત્રીજાઓને પેહડીમા ભાગયા બનાવી સરવેનુ ભલુ કરવાને ચુકયા હતા નહી પોતાના બોહોળા કુટુંબનુ પાલણ કરવાને સદા તતપર રેહેતા હતા, અને ગરીબ સગાઓ અને સનેહીઓ તરફ ભારે મમતા અને દયાથી વરતતા હતા, અને ગરજવતોને છુપી મદદો કરવાને ચુકતા હતા નહી પોતે વણાજ સાદા, ભણનાર, એક નમુનેદાર (Model) જરથોસ્તી તરીકે જીંદગી ગુજારતા હતા મરણની થોડા અઠવાડયા અગાઉ સુધી તો પોતાની પરેલની વાડીએ અવારનેઅવાર જઈ, કમપાઉનડના એક નાકાથી બીજા નાકા સુધી ફરતા ફરતા, ખોદાની બંદગી કરવાનો વખત કદી ભુલતા હતા નહી દાયબેટીસના જીવલેણ દરદની બીમારી ભોગવી રોજ ૨૯ મો આસતાદ માહા ૮ મો આવા સને ૧૨૫૮ યઝદેજરદી તા૦ ૧૦ મી મે ૧૮૮૯ વાર શુકરની સાંજે કલાક કા ને અમલે આખા કુટુંબની ભારે દલગીરી વચે ૮૦ વરસની

બુઝરોગ નયે પોતાનો કીમતી જાન તે કીરતારને હવાલે કીધો હતો

એવોના મરણ વીશે "પારસી પ્રકાશ" મા નીચલી નોધ નજરે પડે છે –

શેઠ ખરશેદજી બમનજી શેઠના—ઉમર વરસ ૮૦) એવણ ૧૮૩૩ મા ચીન પોતાના કાકા મરહુમ શેઠ પેસતનજી કાવશજી શેઠના તરફથી વ્યાપારને અરથે ગયા હતા, અને ૧૮૪૨ મા તેમના મરણ બાદ અતરે પોતાના ભાઈ અને પીત્રાઈઓ સાથે અત્યાર સુધી વહીવટ ચલાવતા હતા

તા૦ ૧૧ મી મે ૧૮૮૯ ના "જામે જમશેદ" મા નીચલી નોધ તે વેલા લેવાઈ હતી—

શેઠ ખરશેદજી બમનજી શેઠનાનુ મરણ—ચીન ખાતે વેપાર કરતી જુજ બાકી રહેલી પારસી વેપારી પહેડીઓમાની એક પુરાની આબરૂદાર પેહેડી નામે ખરશેદજી બમનજીની કુા ના એક બુઝરોગ માલેક મી૦ ખરશેદજી બમનજી શેઠના થોડાક દીવસની માદગી ભોગવી ગઈ રાતના જઇફ ઉમરે મરણ પામયા છે એ પેહેડી મુબઈમા ઉપલે નામે અને ચીનમા કાવશજી પાલનજીની કપનીને નામે લાબી મુદત થઈ વેપાર ચલાવે છે અને એ પેહેડીની આટ તથા વેપારી મડળમા મોટી આબરૂ મરનારની મેહેનત તથા વેપારી શકતીને કેટલેક દરજ્જે આભારી છે મરનાર ડહાપનવાલા તથા દુરઅદેશ હતા અને ધારમીક લાગણીના ચુસ્ત અસલ વીચારના હોવાથી પારસી કોમમા સારૂ માન ધરાવતા હતા એ મરનાર પોતાના કાકા મરહુમ શેઠ પેસતનજી કાવસજી શેઠના જેવણનો ચીનમા મોટો વેપાર ચાલતો હતો તેવણ તરફથી છેક ઈ સ ૧૮૩૩ ના સાલમા ચીન ગયા હતા, અને ત્યા કેટલાક વરસ રેહા હતા

તા૦ ૧૩ મી મે ૧૮૮૯ ના ટાઈમસ ઓફ ઈનડયામા નીચનુ લખાણ આવ્યુ હતુ —

Mr Cursetjee Bomanjee Sethna one of the the senior partners in the firm of Messrs Cursetjee Bomanjee & Co of Bombay, and Messrs Cawasjee Pallanjee & Co of China, died on Friday last at his residence at Chandanvadi Mr Cursetjees s firm traded largely at one time in Opium, Tea, and Cotton yarn, on their own account, but latterly they took to agency business The deceased

had been to China as far back as 1833. Several Parsee firms have since failed in China, but the firm in which deceased was a partner still holds its own and is considered to be one of the most prosperous firms going. Deceased was a shrewd and sagacious merchant, and was a highly respected member of the community to which he belonged.

મરનારને સેનટનો સેજડો કરવાને એક મોટી મીજલસ ભેગી મલી હતી, અને તેમા કોમના મોટા શેઠીયાઓ પણ નજરે પડતા હતા એવોના ઉઠમણામા મરનારની પુંજીમાથી તથા ખેશીઓ મલી રૂ ૩૯૭૫) જુદા જુદા ધરમ ખાતાઓમા આપ્યા હતા

એવોના પહેલા ધણીઆણી બાઈ આવાબાઈ તે મરહુમ શેઠ જામાસ્પજી મનચેરજી શેઠનાના છોકરી હતા તેવોને પેટે એક બેટી બાઈ ધનાબાઇ ને મરહુમ શેઠ રૂસ્તમજી કુંવરજી શેઠનાના ધણીઆણી હતા બાઈ આવાબાઈ ઘણી જુવાન વયે રોજ રસના ને માહા આદર સને ૧૨૦૮ યઝદે તા૦ ૧૪ મી જુન ૧૮૩૯ ને દીને ગુજરયા હતા બીજા ધણીઆણી બાઈ દીનબાઈ ને મરહુન શેઠ નસરવાનજી જમશેદજી કાપડીઆના દીકરી હતા તેવોને પેટે બે ફરઝંદો શેઠો પાલનજી અને ધનજીભાઈ હતા એવો ઘણાજ માયાળુ અને મીલનસાર હતા, પણ એવોનુ મરણ ૩૯) ની ઉમરે રોજ મોહોર માહા તીર સને ૧૨૩૮ યઝદેજરદી તા૦ ૧ લી જાનેવારી ૧૮૬૯ ને દીને નીપજયુ હતુ મરનારના ઉઠમણામા શેઠ ખરશેદજી તથા ખેશીઓએ મલી રૂ ૨૫૨૫) જુદા જુદા ધરમ ખાતાઓમા આપયા હતા એવોનુ જનમ નામ તો બાઈ દીનબાઈ હતુ, પણ સાસરે ઘેર બાઈ આવાબાઈના નામથીજ ઓળખાતા હતા

શેઠ ખરશેદજી વીશે તે વેળાના શેઠોમા એવુ બોલાતુ હતુ જે શેઠ "પેસ્તનજી કાવશજી શેઠનો પાયો અને શેઠ ખરશેદજીની તે ઉપર બાંધેલો અમનો" શેર સટાના ૧૮૬૫—૬૬ ના વખતમા ઘણીક ધીકતી પેહેડીઓ નુકસાની ખમી બંધ પડી, તે વેળા શેઠ ખરશેદજીએ પઈસા કરતા કુંટુંબ અને પેહેડીની આબરૂ વહાલી ગણી, સટાના પવનથી દુર રહયા અને જે પાયા ઉપર ઈમારત ઉભી કીધી હતી, તેને સહેજબી ઝોક આવવા દીધો હતો નહી

**શેઠ પાલનજી ખરશેદજી બમનજી શેઠના**—એવો શેઠનો જનમ રોજ ૧૩ મો માહા ૪ થો સને ૧૨૧૦ યઝદેજરદી તા૦ ૧૨ મી જાનેવારી ૧૮૪૧ ને દીને મુંબઈ મધે થયો હતો થોડી ઘણી કેળવણી લેઈ સને ૧૮૫૯ ના મારચ મહીનામા પોતાના વડવાઓની પેહેડી ઉપર ચીન ગયા હતા ૨—૩ વાર તે તરફ સફર કરી ચીનથી છેલા ૧૮૫૮ મા અતર આવી રેહેઆ હતા એઓને તેમજ શેઠો રૂસતમજી કુવરજી અને ધનજીભાઈ ખરશેદજીને તા૦ ૧ લી જાનેવારી ૧૮૬૩ થી પેહેડીમા ભાગીયા બનાવ્યા હતા સને ૧૮૭૪ મા એવો તથા શેઠ કાવશજી ફરામજી બેઉ શેઠોએ પેહેડીમાથી પોતાનો ભાગ છુટો કીધો હતો, અને અતરે વયાજ, વગ્રેન, શેરોના ધધો કરતા હતા પોતાના બાવા શેઠ ખરશેદજી બમનજીના મરણ પછી સને ૧૮૯૦ થી એઓ પોતાના કુટુબ સહીત પરેલના એવોના બાવાના બગલામા વસવાટ કરતા હતા રોજ ૧૭ મો માહા ૧૦ સને ૧૨૭૨ યઝદેજરદી તા૦ ૨૮ મી જુન ૧૯૦૩ ને દીને ધોબીતલાવ વહાડીઆજીના આતશબહેરામ ધારા મુજમ બદગી કરવા જવાને તઈયાર થયા, તેટલા "હારટ" ના ધબકારા બધ પડવાથી ૬૨ વરસની વયે એકાએક ગુજર પામયા હતા મરહુમ શેઠ રાક અને એક મારગી શાત જીદગી ગુજારતા હતા

એઓના પહેલીવારના લગન મરહુમ શેઠ રતનજી બાગીરજી એટીના બેટી બાઈ જીવણબાઈ સાથે થયા હતા તેઓને પેટે ભીખાઈજી, જમશેદજી, રૂસ્તમજી તથા આવાબાઈનો જનમ થયો હતો જમશેદજી અને રૂસતમજી નહાની ઉમરે મરણ પામયા હતા બાઈ જીવણબાઈ રોજ ૪ થે માહા ૬ ઠે સને ૧૨૪૦ યઝદેજરદી તા૦ ૨૨ મી ફેબરવારી ૧૮૭૧ ને દીને ૨૫) વરસની ઉમરે બેહેસતનશીન થયા હતા તેઓના ઉઠમણામા રૂ ૨૧૫૨) જુદા જુદા ધરમ ખાતાઓમા આપવામા આવયા હતા એઓ શેઠના બીજીવારના લગન બાઈ માણેકબાઈ તે શેઠ ડોસાભાઈ હોરમસજી પટેલના દીકરી સાથે રોજ ૨૧ મો માહા ૪ થો સને ૧૨૪૨ યઝદે તા૦ ૯ મી જાનેવારી ૧૮૭૩ ને દીને થયા હતા (બાઈ માણેકબાઈનો જનમ રોજ ૧૦ મો માહ ૨ જો સને ૧૨૨૫ યઝદે તા૦ ૪ થી નવેમબર ૧૮૫૫ )

તેવોને તાહા રતનબાઈ, મેહેરબાઈ, ગુલબાઇ અને નસરવાનજી મલી ચાર ફરઝદોની વરધી થઈ હતી મરહુમ શેઠના ઉથમણામા કુલે રૂ ૨૯૯૦) ભરાયા હતા તે મધેથી રૂ ૧૦૦૦) પારસી પચાયતના ટ્રસ્ટીઓને હવાલે કરી, તેના વયાજમાથી રૂવાનોને અવલ મજલ પોહોચવાના ફડમા

વાપરવા મરહુમ શેઠ પાલનજી ખરશેદજીના નામે એક્ષાયદુ ખાતુ પડાવયુ હતુ રૂ ૪૩૫) જુદાજુદા ફડોમા આપયા હતા, અને રૂ ૧૫૨૫ બાકી રહયા, તેમા બીજા રૂ ૨૬૭૫) મલી કુલે રૂ ૪૨૦૦) મરહુમ ડા૦ બહાદુરજીવાલા દેનલાલી ખાતેના પારસી સેનેટરયમના કમપાઉન્ડમા મરહુમ શેઠ પાલનજીને નામે એક બલાક બધાવી સને ૧૯૦૪ મા વપરાસ માટે ખુલ્લો મુકયો હતો

તા૦ ૩૦ મી જુન ૧૯૦૩ ના જામેમા નીચલી હકીકત્ત પ્રગટ થઈ હતી —

## શેઠ પાલનજી ખરશેદજી શેઠનાનું મરણ

"શેઠ પાલનજી ખરશેદજી બમનજી શેઠના ગઈ પરમ દીને પરેલ ખાતે આવેલા પોતાના બગલામા હક થયા હતા મરનાર ચીનના એક આગલા જાણીતા વેપારી હતા એ મરહુમ આસરે ઈ સ ૧૮૫૯ થી ૧૮૭૪ સુધી ચીન મધે વેપાર કરતી પોતાના બાપની મેસરસ ખરશેદજી બમનજીની કુા મા સામેલ હતા, અને ચીન ખાતે એક ઠાવકા વેપારી તરીકે ગણાતા હતા છેહલા કેટલાક વરસો થયા મરનાર મુબઈમાજ પોતાનો ધધો રોજગાર ચલાવતા હતા"

મરહુમ શેઠ પાલનજીના પેહેલા ધણીઆણીના બે ફરજદો હયાત મુકી ગયા હતા, બેહેનો ભીખાઈજી અને આવાબાઇ

બેહેન ભીખાઈજી, જનમ રોજ ૧૯ મો માહા ૧ લો સને ૧૨૩૯ યઝદે તા૦ ૧૦ મી અકટોબર ૧૮૬૯ એઓના લગન શેઠ રૂસ્તમજી એદલજી ખરાસ સાથે રોજ ૯ મો માહા ૩ જો સને ૧૨૫૧ યઝદે તા૦ ૨૫ મી નવેમબર ૧૮૮૧ ને દીને થયા હતા તેઓને તાહા ૮ ફરજદોની વરધી થઇ હતી તે મધેના ત્રણ ઘણી નાહાની ઉમરે ગુજર પામયા હતા

બેહેન જરબાઈ—જનમ રોજ ૯ મો માહા ૯ મો સને ૧૨૫૬ તા૦ ૨૪ મી મેએ ૧૮૮૭

મરહુમ ડા૦ દારાબશા—જનમ રોજ ૧૬ મો માહા ૭ મો સને ૧૨૫૭ યઝદે તા૦ ૨૭ મી મારચ ૧૮૮૮ મેટ્રીકની પરીક્ષા સને ૧૯૦૫ મા પસાર કરી ગ્રાટ મેડીકલ કોલેજમા દાખલ થયા હતા, અને એલ એમ એન્ડ એસ. ની પરીક્ષા ૧૯૧૩ મા ફતેહમદીથી પસાર કીધી હતી તે પછી સર જે જે હોસ્પીટલમા મેડીકલ રેજીસ્ટ્રાર, સબ એસીસ્ટન્ટ સરજયન અને કલોરોફોરમીસ્ટ તરીકે નોકરી બજાવી હતી ૧૯૧૬ મા ગોકુલદાસ તેજપાલ હોસ્પીટલમા હાઉસ સરજયન નેમાયા હતા અને તેજ વર-

સમા I M S ની પદવી નવી હતી મોટી લડાઈમા અગ્રેજ સરકારને પોતાની નોકરી અરપણ કરવા ૧૯૧૬ મા બસરા ગયા હતા, અને ત્યા ૨૮ મા પજાબી રેજીમેટના મેડીકલ ઓફીસરનો ઓધ્ધો આપવામા આવ્યો હતો ૯ મહીના બસરા અને બગદાદ ખાતે લડાઈમા ઘાયલ થયેલાઓને રાત દીવસ તેઓની સારવાર કરી, પોતાની જવીકની કાર-કીરદીમા વધારો કરવાની તક મલે તે આગમજ બગદાદથી ૭ માઈલને છેટે આવેલા "માહામુદ મારા" નામના ગામમા લશકર સાથે કુચ કરતા એક સમાતથી રોજ ૧ લા માહા ૭ મો સને સને ૧૨૮૬ યઝદે તા૦ ૧૦ મી મારચ ૧૯૧૭ ને દીને ૨૯) વરસની ભર જુવાન વયે ગુજર પામ્યા હતા એ ભલા ડાકટરની અથાગ સેવાની સ્તુતી લશકરના વડાઓએ જાહેરમા કરી, મરનાર ભાઈના માતપીતા પર પોતાની દલગોરી દરસાવી હતી આપણા કુટુમ્બીઓમા મોટી લડાઇમા દેશને ખાતર આપેલા જાનમા બહાદુર બીરાદરામા મરહુમ ડા૦ દારાબ એકલાજ હતા.

બેહેન ભીખાઇજીનુ ચોથુ ફરજદ બેહેન બાનુમાઈ જનમ રોજ ૨૮ મો માહા ૧ લા સને ૧૨૫૯ યઝદે તા૦ ૧૪ મી અકટોબર ૧૮૮૮ પાચમુ ફરઝદ ભાઇ એદલજી, જનમ રોજ ૨૮ મો માહા ૩ જો સને ૧૨૬૨ યઝદે તા૦ ૧૩ મી ડીસેમબર ૧૮૯૨ છઠુ ફરઝદ ભાઈ જમશેદજી જનમ રોજ ૨૨ મો માહા ૪ થો સને ૧૨૬૭ યઝદે તા૦ ૪ થી જાનેવારી ૧૮૯૮ એ ભાઈ સને ૧૯૧૮ મા મેટ્રીક થઈ હાલ મેડીકલ કોલેજમા અભ્યાસ કરે છ

મરહુમ શેઠ પાલનજીના બીજા બેટી બેહેન આવામાઇ જનમ રોજ ૨૦ મો માહા ૫ મો સને ૧૨૪૦ યઝદે તા૦ ૮ ફેબરવારી ૧૮૭૧ એઓના લગન રોજ ૧૬ મો માહા ૪ થો સને ૧૨૫૮ યઝદે. તા૦ ૨૧ મી ડીસેમબર ૧૮૮૮ ને દીને શેઠ ધનજીભાઈ રૂસતમજી હીરા મહેતા સાથે થયા હતા ફરઝદો —હીરાબાઇ (જનમ રોજ માહા સને ૧૨ યઝદે તા૦ ૧૮ લગન રોજ મો માહા સને ૧૨ યઝદે તા૦ ને દીને ભાઈ જાગીરજી અરદેશર સોલન સાથે), પીરોજબાઈ (જનમ રોજ મો માહા સને ૧૨ યઝદે તા૦ મી ૧૯ ને દીને લગન ભાઈ નાદીરશા દોરાબશાહ પટેલ સાથે); કોશીબાઈ (જનમ રોજ મો માહા મો સને ૧૨ યઝદે તા૦ ૧૯) અને બાપુજી (જનમ રોજ મો માહા સને ૧૨ યઝદે તા૦

મરહુમ શેઠ પાલનજીના ત્રીજા બેટી બેહેન રતનબાઈ, જનમ રોજ ૧ લો માહા ૨ જો સને ૧૨૪૩ યઝદે તા૦ ૨૧ મી અકટોબર ૧૮૭૩

લગન રોજ ૨૩ મો માહા ૧૧ મો સને ૧૨૬૮ યઝદે તા૦ ૩ જી આગશટ ૧૮૯૯ ને દીને શેઠ ફરામજી બમનજી માસતર સાથે થયા હતા શેઠ ફરામજી મુંબઈની ફ્રીરટ અને પ્રોપ્રાયટરી હાઈ સ્કુલના વડા ભાગ્યા છે અને વરસોના અનુભવને લીધે એ સ્કુલ ફતેહ-મહીથી ચલાવે છે જનમ રોજ ૨૮ મો માહા ૪ થો સને ૧૨૨૨ યઝદે તા૦ ૨૧ મી જાનેવારી ૧૮૫૩). ફરઝંદ—જરથાઈ જનમ રોજ ૨ જો માહા ૯ મો સને ૧૨૭૯ યઝદે તા૦ ૧૪ મી મે ૧૯૧૦

મરહુમ શેઠ પાલનજીના ચોથા બેટી બેહેન મેહેરબઈ, જનમ રોજ ૪ થો માહા ૧ થો સને ૧૨૪૪ યઝદે તા૦ ૨૧ મી ફેબરવારી ૧૮૭૫ પાચમા બેટી બેહેન ગુલબાઇ જનમ રોજ ૩ જો માહા ૧૧ મો સને ૧૨૪૫ યઝદે તા૦ ૧૯ મી જુલાઈ ૧૮૭૬

**ભાઈ નશરવાનજી પાલનજી ખરશેદજી શેઠના**—જનમ રોજ ૩ જો માહા ૧૨ મો સને ૧૨૪૬ યઝદે તા૦ ૧૮ મી આગષ્ટ ૧૮૭૭ ફ્રીરટ હાઈ સ્કુલમા કેળવણી લઈ, મેટ્રીક સુધીનો અભ્યાસ કીધો હતો હાલ એકાંત જીદગી ગુજારી, પોતાનુ વયાજ વટાવનુ કામ કરે છે

---

**શેઠ ધનજીભાઈ ખરશેદજી બમનજી શેઠના**—મરહુમ શેઠ ખરશેદજી બમનજી શેઠનાના નહાના બેટા, એઓનો જનમ મુંબઈમા રોજ ૧૨ મો માહા ૧ લો સને ૧૨૧૨ યઝદેજરદી તા૦ ૧૦ મી અકટોબર ૧૮૪૨ ને દીને થયો હતો થોડુ ઘણુ સાધારણ અંગ્રેજી ગ્નાન મેળવી, ઘણી નહાની ઉમરે પોતાના વડીલોની પેહેડીમા પોતાના બાવા શેઠ ખરશેદજીના મદદનીશ તરીકે નોકરીએ રહયા હતા અને તેવોની દેખરેખ હેઠળ હીસાબનુ અને નામાનુ કામ આટોપી, સરવેને સંતોષ આપતા હતા એ કામ એઓએ પોતાના મરણ સુધી સંભાળી લીધુ હતુ એઓ શેઠ હાગકાગની સફર સને ૧૮૬૧ મા કરી હતી, અને ૧૮૬૩ મા એઓને પેહેડીમા ભાગ્યા બનાવ્યા ત્યારે એવો હાગકાગ હતા. તાહાથી સને ૧૮૬૪ મા અત્રે પાછા ફરી, અત્રેજ નામાનુ સરવે કામ કરવાનુ ચાલુ રાખ્યુ હતુ. એઓ શેઠ પરોપકારી, દયાળુ, મોજીલા અને ઘણા મેહેનતુ અને અસલ વીચારના ધરમચુસ્ત હતા, પોતાના બાવા શેઠ ખરશેદજીની માફક એઓ પણ "દયબીતીસ" ની માદગી ભોગવી પોતાના નાકરેના બંગલામા રોજ ૮ મો માહા ૨ જો સને ૧૨૭૪ યઝદેજરદી તા૦ ૨ મી અકટોબર ૧૯૦૪ ને શુક્રવારને દીને

૬૨ વરસની ઉમરે બપોરના કલાક ૧॥ ને અમલે બેહેશતનશીન થયા હતા. પોતાના દોસ્તોમા ઘણા માનીતા હોવાથી એઓની પાયદશતે પુશકળ લોક ભેગુ થયુ હતુ લગભગ આખા વાદરાના જરથોશતીઓની હાજરી નજરે પડતી હતી એઓના ઉઠમણામા કુલે રૂ જુદાજુદા ધરમખાતાઓમા આપવામા આવ્યા હતા

એઓ શેઠના લગન રોજ ૨૬ મો માહા ૩ જો સને ૧૨૨૫ યઝદે તા૦ ૧૯ મી નવેમબર ૧૮૫૬ ને દીને બાઇ હીરાબાઇ તે મર-હુમ શેઠ બેરામજી ભીમજી તારાપોરવાળા સાથ પેશીતળાવના શેઠ તારાપોરવાળાના ઘેરમા થયા હતા એઓને તાહા સોરાબજી, જાગીરજી, નશરવાનજી, ફરામજી, દીનબાઇ, નવાજબાઇ, મનચેરબા, કુવરબાઈ અને પીરોજબાઇ મળી વરધી થઇ હતી તે મધેથી ભાઈ જાગીરજી ૧૨) વરસની ઉમરે રોજ આસતાદ માહા શેહેરેવર સને ૧૨૪૨ યઝદે તા૦ ૧૫ મી મારચ ૧૮૭૩ ને દીને ગુજર પામ્યા હતા અને બુચીઓ દીનબાઇ તથા નવાજબાઇના નહાની ઉમરે મરણ થયા હતા.

બાઇ હીરાબાઇનો જનમ રોજ ૧૫ મો માહા ૯ મો સને ૧૨૧૪ યઝદે તા૦ ૧૦ મી મે ૧૮૪૫ ને દીને મુબઇમાં થયો હતો એવો મેહેનતુ, ચબરાક અને હુશયાર બાઇ હતા ૪૮ વરસ સુધી પોતાના ધણીનુ પુરતુ સુખ ભોગવ્યુ હતુ, પણ તેઓના મ-ણ બાદ એ બાઈનુ સઘળુ સુખ અને સગવડ દુર થયુ હતુ એ બાઈનુ મરણ રોજ ૨૯ મો માહા ૧૨ મો સને ૧૨૮૫ તા૦ ૪ થી સપટેમબર ૧૯૧૬ ને વાર સોમને દીને નીપજ્યુ હતુ

પારસી પ્રકાશની કાચી નકલમા નીચે મુજબ એ શેઠ ધનજીભાઈના મરણની નોધ લખેલી જણાય છે—

"શેઠ ધનજીભાઈ ખરશેદજી બમનજી શેઠના—રોજ ૮ મો માહા ૨ જો તા૦ ૨૧ મી અકટોબર ને દીને વાદરા ખાતે ૬૨) વરસની વયે ગુજરયા હતા મરહુમ ચીનના વેપારી હતા. અત્રેની મેસ-રસ ખરશેદજી બમનજીનો કુા અને ચી મા મેસરસ કાવસજી પાલનજીની કુા૦ નામે પેહેડી ચલાવતા હતા મરહુમ અત્રે તથ ચીનમા જાણીના શેઠીયા હતા, અને ધરમચુસ્ત તથા નરમખાશના હતા"

**શેઠ સોરાબજી ધનજીભાઈ ખરશેદજી શેઠના**—એઓનો જનમ મુબઇમા રોજ ૨૩ મો માહા ૪ થો સને ૧૨૨૯ તા ૧૫ મી જાનેવારી ૧૮૬૦ ને દીને થયો હતો મેટ્રીક સુધી કેળવણી લઇ, પોતાના બાપદાદાની પેહેડીમા સને ૧૮૮૨ મા એક મહદનીશ તરીકે

જોડાયા હતા, અને તા૦ ૨૧ મી અકટોબર ૧૮૮૩ ને દીને ધું૦ "નેપાલ" મા હાગકાગ ગયા હતા તાહાની બે વારની સફર પછી સને ૧૮૯૦ મા મરહુમ શેઠ હોરમસજી કુવરજી શેઠના મુબઇ પાછા ફરવાથી શેઠ સોરાબજી એ પેહેડીના મેનેજર થયા હતા, અને પોતાના બાવા મરહુમ શેઠ ધનજીભાઈના મરણ સુધી બે સફરો કરી હતી તે પછી એઓએ ચોકસ કારણોસર પોતાના બાપદાદાની પેહેડી સાથનો સબધ છુટો કરી સને ૧૯૦૫ મા શેઠ પીરોજશાહ બમનજી પીટીટ ની કુ૦ ની નવી પેહેડી ખોલવા હાગકાગ ગયા હતા, પણ એ પેહેડી થોડા વરસમા કામ કરતી બધ પડવાથી એઓએ ૧૯૦૯ થી પોતાને નામે પેહેડી ખોલી સ્વતત્ર ધધો શરૂ કીધો છે, જે આજ સુધી ચાલુ રહયો છે હમણા સુધીમા એઓએ ચીનની ૧૧ સફરો કીધી છે હાગકાગ, કનતાન અને મકાઉના ધરમના ફડોના ઘણા વરસો સુધી ટ્રસ્ટી હતા, અને તે તરફ ઘણા વરસો ગુજારેલા હોવાથી બહોળી ઓળખાણ પીછાણ એકઠી કીધી છે એક ચુસ્ત મેસન છે અને ઘણીક ડીગ્રીઓ મેળવી છે પોતાનુ કામ ઝડપથી અને પ્રમાણીકપણે ચલાવી, સારી આડત મેલવતા રહયા છે

એઓના લગન પહેલીવાર બાઈ સુનાબાઈ તે મરહુમ શેઠ ડોરાબજી ફરદુનજી પટેલના બેટી સાથે રોજ ૧૫ મો માહા ૬ ઠો સને ૧૨૪૯ યઝદે તા૦ ૩ જી મારચ ૧૮૭૭ ને દીને થયા હતા, તેઓને પેટે ૪ ફરઝંદો પીરોજબાઈ, ફેખશરૂ, શીરીનબાઈ અને ખોરશેદબાઈ થયા હતા

બાઇ સુનાબાઈનુ મરણ રોજ ૨૩ મો માહા ૮ સને ૧૨૫૭ તા૦ ૭ મી મેએ ૧૮૮૮ ને દીને પોતાની છેલ્લી દીકરી ખોરશેદ બાઇના જનમ પછી પાચ દીવસમા નીપજયુ હતુ

બાઈ સોરાબજીના બીજીવારના લગન તા૦ ૨૦ મી જુલાઈ ૧૮૯૨ રોજ ૮ મો માહા ૧૧ મો સને ૧૨૬૧ યઝદે ને દીને પોતાની સાળી બાઈ ડોશીબાઈ સાથે થયા હતા તેઓને પેટે બમનજી, ધનબાઈ, મેહેરબાઈ અને એક બુચીનો જનમ થયો હતો, તે મધેથી બાઈ બમનજી હઈયાત છે

બેહેન પીરોજબાઈ તે શેઠ સોરાબજી ધનજીભાઈના વડા બેટી— એઓનો જનમ રોજ ૨૨ મો માહા ૧૨ મો સને ૧૨૪૯ યઝદે તા૦ ૫ મી સપટેમબર ૧૮૮૦ ને દીને થયો હતો લગન રોજ ૨૨ મો માહા ૯ મો સને ૧૨૬૯ યઝદે તા૦ ૩ જી જુન ૧૯૦૦ ને દીને

મરહુમ શેઠ કુવરજી બમનજી શેઠનાના વડા બેટી બાઈ મેહેરબાઈ મનચેરજી ગગરાટના બીજા બે। ભાઇ અ દેશર મનચેરજી ગગરાટ સાથે થયા હતા હતા તેઓને તાહા હાલમા ત્રણ છોકરા રૂસતમ, મીનોચેહેર અને ધનજીભાઈ, અને છ છોકરીમો દીનમાઈ, મેહેરબાઇ, ગુલબાઈ, શીરીનબાઈ, નવાજબાઈ તથા બનુબાઈ મલી છે

**ભાઈ ડા૦ કેખશરૂ સોરાબજી ધનજીભાઈ શેઠના—** એઓનો જનમ મુબઇમા રોજ ૨૮ મો માહ ૧૦ મો સને ૧૨૫૨ યઝદે તા૦ ૧૩ મી જુલાઈ ૧૮૮૩ ને દીને થયો હતો જુવાન ઉમરે એક બેદરકાર રમતીઆળ મસતાન છોકરા તરીકે જાણીતો હતો, પણ સને ૧૯૦૨ મા જયારે મેટ્રીકની પરીક્ષા પસાર કરી, ત્યારે એના ઓળખાણવાળામા લગાર અજાએબી ઉપજી હતી પણ તેઓની એ અજાએબી એ છોકરાએ અત્રેજ અટકાવા દીધી નહી મેટ્રીક પછી ગ્રાન્ટ મેડીકલ કોલેજમા દાખલ થઈ સને ૧૯૦૭ મા L M & S અને ૧૯૧૩ મા B. H Y. (Bombay) ની પરીક્ષાઓ પસાર કરી, પોતાના ઉસ્તાદોનો ચાહ અને પ્રસન્નતા મેળવી હતી

સને ૧૯૦૮—૧૯૦૯ સુધી ડા૦ તેમુલજીવાલા કોટના સુવાવડખાનાના House Surgeon તરીકે નોકરી કરી પોતાના સબધમા આવતા દર્દીઓની અચ્છી માવજત કરી ઘણા લોકપ્રીય થઈ પડયા હતા ૧૯૦૯ થી ૧૯૧૩ સુધી ગ્રાટ મેડીકલ કોલેજમાં Physiology ના સીન્યર લેકચરર (Senior lecturer) હતા યુરોપ જઇ વધારે ચઢતી ડીગ્રીઓ મેળવવાની ઉલટ જુવાન ડા૦ કેકુ થોભાવી શકયો નહી, અને સને ૧૯૧૩ મા ઈંગલડ જઈ સને ૧૯૧૪ મા D P H (London) D T M & H (Cambridge) ની ડીગ્રીઓ મેળવી, સને ૧૯૧૪ મા મુબઈ પાછા ફરયા હતા તેટલામા દીલ્હી શેહેરમા હેલ્થ ઓફીસરની જગા ખાલી પડવાથી, ઘણાક ઉમેદવારોમાથી, તે વેળા મુબઈના મરહુમ હેલ્થ ઓફીસર ડા૦ ટરનરની ખાસ પસદગીથી ભાઈ કેકુને એ મોટા ઓહ્દા ઉપર એક પેહેલા દેશી તરીકે નામદાર સરકારે નેમણુક કરી લોકોનો ચાહ જીતી લીધો હતો એ ઓહ્દો ઘણી ઉલટથી, ઉમગથી, અને સખ્ત મેહેનત કરી લોક અને સરકારના વીશ્વાસ અને મોહબત સાથે ભોગવે છે

એ ભાઇના લગન ઘણા લબાણ વખત પછી મરહુમ શેઠ હોરમસજી પાલનજી (આશા) શેઠ તરફથી ઉતરી આવેલા શેઠ પીરોજશા શાપુરજી રતનજી શેઠના (અમદાવાદવાળા) ની વડી બેટી બેહેન રોશન

સાથે રોજ ફરવરદીન માહા તીર સને ૧૨૮૭ યઝદેજરદી તા૦ ૨૮ મી ડીસેમબર ૧૯૧૭ ને દીને થયા હતા બેહેન રોશનનો જનમ રોજ ૧૮ મો માહા ૪ થો સને ૧૨૬૫ યઝદે તા૦ ૧ લી જાનેવારી ૧૮૯૬ ને દીને થયો હતો એમોએ સને ૧૯૧૪ મા મેટ્રીક અને ૧૯૧૫ મા Previous ની પરીક્ષા ફતેહમંદીથી પસાર કરી, એક ભાગ્યશાળી ભાઈને પોતાનો જીંદગીનો ભાગીદાર બનાવવાને નશીબવંત થયા છે એઓને તાહા એક બેટો હોરમઝદયારનો જનમ રોજ ૮ મો માહા ૧ લો સને ૧૨૯૨ યઝદે તા૦ ૧૭ મી સપટેમબર ૧૯૨૨ ને દીને દીલ્હી ખાતે થયો હતો

શેઠ સોરાબજી ધનજીભાઇ શેઠનાના બીજા બેટી બેહેન શીરીન બાઈ, જનમ રોજ ૧૫ મો માહા ૪ થો સને ૧૨૫૬ યઝદે તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૮૬, લગન રોજ ૨૧ મો માહા ૮ મો ૧૨૭૯ યઝદે. તા૦ ૧ લી મે ૧૯૧૦ ને દીને શેઠ અરદેશર નશરવાનજી ખારીવાલા સાથે થયા હતા અને એક બેટા (ધનજીભાઈ) નો જનમ આપી, રોજ ૧૧ મો માહા ૭ મો સને ૧૨૮૦ યઝદે તા૦ ૨૨ મી મારચ ૧૯૧૧ ને દીને ૨૫) વરસની જુવાન વયે ગુજર પામ્યા હતા

શેઠ સોરાબજીના ત્રીજા બેટી બેહેન ખોરશેદબાઈ, જનમ રોજ ૧૯ મો માહા ૮ મો સને ૧૨૫૭ યઝદે તા૦ ૩ જી મે ૧૮૮૮ એઓના જનમની પાચ દીવસ પછી એઓના માતાજી બેહેન સુનાબાઈ બેહેશતનશીન થયા, અને કમનશીબે માતાનુ છત્ર જનમથી ગુમાવ્યુ એઓના લગન રોજ ૮ મો માહા ૨ જો ૧૨૮૩ યઝદે તા૦ ૧૯ મી અકટોબર ૧૯૧૩ ને દીને શેઠ જાગીરજી મેરવાનજી મેહેતા સાથે થયા હતા તેઓને તાહા બે બેટા મેરવાનજી (જનમ રોજ ૧૧ મો માહા ૫ મો ૧૨૮૪ યઝદે તા૦ ૨૦ મી જાનેવારી ૧૯૧૫) અને રોહીતન (જનમ રોજ ૧ લો માહા ૧ લો સને ૧૨૮૮ યઝદે તા૦ ૧૧ મી સપટેમબર ૧૯૧૮).

**ભાઈ બમનજી સોરાબજી ધનજીભાઇ શેઠના**—એઓ શેઠ સોરાબજીના પાચમા ફરઝંદ—જનમ રોજ ૩ જો માહા ૧૧ મો સને ૧૨૫૨ યઝદે તા૦ ૧૫ મી જુલાઇ ૧૮૮૩. લગન રોજ ૧૦ મો માહા ૮ મો સને ૧૨૮૯ તા૦ ૧૭ મી એપરીલ ૧૯૨૦ ને દીને બેહેન ફીરોજબાઈ પેસતનજી માલેગામવાલાની સાથે થયા હતા ફરઝંદ બાઇ નોશરવાન, જનમ રોજ ૨૭ મો માહા ૧૧ મો સને ૧૨૯૧ તા૦ ૨ જી આગસ્ટ ૧૯૨૨. ભાઈ બમનજીએ ચીનની ત્રણ સફરો પોતાના બાવાના મદદનીશ તરીકે કીધી હતી, અને હાલ સેન્ટ્રલ બેન્ક ઓફ ઈન્ડીયામા સારો ઓહ્‌દો ભોગવે છે

શેઠ સોરાબજીનુ ૭ મુ ફરજંદ બેહેન ધનબાઈ, જનમ રોજ ૧૮ મો માહા ૧ લો સને ૧૨૬૭ તા૦ ૨ જી અકટોબર ૧૮૯૭ મરણ હાગકાગ ખાતે રોજ ૧૫ મો માહા ૪ થો સને ૧૨૭૬ યઝ॰ તા૦ ૨૭ મી ડીસેમબર ૧૯૦૬ ઉ૦ વ૦ ૯)

શેઠ સોરાબજીનુ સાતમુ ફરજંદ બેહેન મેહેરબાઈ, જનમ રોજ ૩૧ મો માહા ૨ જો સને ૧૨૭૮ યઝદે તા૦ ૨ જી નવેમબર ૧૯૦૯ મરણ હાગકાગમા રોજ ૧૨ મો માહા ૧ લો સને ૧૨૮૪ યઝદે તા૦ ૨૭ મી સપટેમબર ૧૯૧૪ ઉ૦ વ૦ ૫)

**શેઠ નશરવાનજી ધનજીભાઈ ખરશેદજી શેઠના**—એઓનો જનમ મુંબઈમા રોજ ૧૧ મો માહા ૫ મો સને ૧૨૩૫ યઝદે તા૦ ૩૧ મી જાનેવારી ૧૮૬૭ ને દીને થયો હતો એલફીનસ્ટન હાઇ સ્કુલમાથી સને ૧૮૮૩ ના સાલમા મેત્રીકયુલેશનની પરીક્ષા પસાર કરી, સેંટ ઝેવીયર કોલેજમા દાખલ થઈ, સને ૧૮૮૭ મા બી એ ની પરીક્ષા પસાર કરી, મી૦ પેસતનજી અને રૂસતમ સોલીસીટરની પેહેડીમા એક "આરતીકલડ" કલારક તરીકે જોડાયા પણ થોડા વરસો પછી તબીયેત નહી ચાલવાથી, સોલીસીતર થવાનો વીચાર માડી વાળયો, અને પોતાના બાપદાદાની પેહેડીમા નોકરી રહયા સને ૧૯૦૦ ના વરસમા શાગહાઈની પેહેડીના મેનેજર તરીકે ગયા, અને ૧૯૦૫ મા એવોના બાવા મરહુમ શેઠ ધનજીભાઈના મરણ પછી પેહેડી સાથનો સબંધ છુટો થવાથી, શાગહાઈ અને ચીનના બીજા ભાગમા રહી, ધંધો કરતા હતા તા૦ ૫ મી સપટેમબર ૧૯૦૭ રોજ આસમાન માહા અસપંદાદ સને ૧૨૭૬ યઝદે ને દીને માથામા Hemorrhage થવાથી શાગહાઈમા ૪૦) વરસની જુવાન વયે મરણ પામયા હતા

**શેઠ ફરામજી ધનજીભાઈ શેઠના**—એઓનો જનમ મુંબઈમા રોજ ૪ થો માહા ૧ લા સને ૧૨૩૮ યઝદે તા૦ ૨૫ મી સપટેમબર ૧૮૬૮ ને દીને થયો હતો એલફીનસ્ટન હાઈ સ્કુલમા મેત્રીક સુધીની કેળવણી લઇ, સને ૧૮૮૭ મા બાપદાદાની પેહેડીમા મદદનીશ તરીકે નોકરી રહયા હતા. તા૦ ૧૦ મી અકટોબર ૧૮૮૯ ને દીને ઈ૦ "કોરોમેનડલ" મા મી૦ ફરામજી બમનજી પસતાકીઆ સાથે હાગકાગ ગયા હતા એઓએ ચીનની બે વાર સફરો કીધી હતી, અને કેટલોક વખત મેનેજર તરીકે કામ બજાવ્યુ હતુ વળી હાગકાગ, કનતાન અને મકાઉના ધરમના ફંડના એક ત્રસ્ટી હતા. એવોના લગન રોજ ૨૪ મો માહા ૯ મો સને ૧૨૫૯ તા૦ ૧૦ મી મારચ

૧૮૮૭ ને દીને એઓના નાસીના દીકરી બાઇ જરબાઇ તે શેઠ જમશેદજી પાલનજી કાપડયાના ન ાના બેટી સાથે થયા હતા એઓને તાહા ભાઈ હોરમસજી નામના બેટા છે બાઈ જરબાઈનો જનમ રોજ ૨૬ મો માહા ૯ મો ૧૨૩૫ યઝદે તા૦ ૧૫ મી જુન ૧૮૬૬ ને દીને થયો હતો ભાઈ ફરામજી હાલ મી૦ ખરશેદજી બમનજીની કું ંમા મદદનીશ છે

**ભાઈ હોરમસજી ફરામજી ધનજીભાઈ શેઠનો**—જનમ મુબઈમા રોજ ૩ જો માહા ૯ મો સને ૧૨૫૭ યઝદે તા૦ ૧૭ મી મે ૧૮૮૮ લગન રોજ ૧૫ મો માહા ૮ મો ૧૨૮૫ તા૦ ૨૩ મી એપ્રીલ ૧૯૧૭ ને દીને બેહેન આવાબાઇ તે શેઠ બેરામજી ભીમજીભાઈ તારાપોરવાલાની દીકરી સાથે થયા હતા બાઈ આવાબાઇનો જનમ રોજ ૨૯ મો માહા ૩ જો સને ૧૨૭૦ યઝદે તા૦ ૧૨ મી ડીસેમબર ૧૯૦૦ ને દીને થયો હતો એઓને પેટે બે ફરજંદ—બુચી હીરાબાઈ (જનમ રોજ ૫ મો માહા ૧૦ મો ૧૨૮૭ યઝદે તા૦ ૧૨ મી જુલાઈ ૧૯૧૮), અને બુચો નશરવાનજી (જનમ રોજ ૨ સી માહા ૬ ઠો સને ૧૨૯૨, તા૦ ૮ મી ફેબરવારી ૧૯૨૩)

ભાઇ હોરમસજીની નબળી તબીઅતને લીધે એઓને ગામેગામ એઓના બપાવા મરહુમ શેઠ ધનજીભાઈ ખરશેદજી અવારનવાર હવા ફેરબદલ માટે લઇ જતા હતા, તેવામા દેવલાલીની હવા ઘણી માફક આવ્યાથી તે તરફ લાંબો વખત રહયા અને તે દરમયાન એઓના કાહાથીક માસા મરહુમ શેઠ સોરાબજી ખરશેદજી ઘોડીની આગેવાની હેઠળ દેવલાલી "ગ્રાંડ હોટેલ" ઉઘાડયું, જે આજે દેવલાલીમા ઘણુ પકાઈ ગયુ છે, અને તે બાઇ હામી ઘણી ફતેહમદીથી ચલાવે છે.

**શેઠ મનચેરશા ધનજીભાઇ ખરશેદજી શેઠના**—જનમ રોજ ૨૬ મો માહા ૯ મો સને-૧૨૪૧ યઝદે તા૦ ૧૩ મી જુન ૧૮૭૨ ફોરટ હાઈ સ્કુલમા મેટ્રીક સુધીની કેળવણી લેઈ, તા૦ ૨૪ મી મારચ ૧૮૯૪ ને દીને ઇ૦ "સુરત" મધે શેઠ પેસતનજી કાવસજી પાલનજી શેઠના સાથે પોતાના બાપદાદાની પેહેડી પર શાગહાઈ ખાતે એક મદદનીશ તરીકે ગયા હતા, અને તાહાથી ૧૮૯૭ મા અતરે પાછા ફરી, ઘણા વરસો સુધી પેહેડીમ નામાનુ કામ એઓના મુરબીજી મરહુમ શેઠ ધનજીભાઈની દેખરેખ હેઠળ કરતા રહયા હતા. સને ૧૯૧૯ મા એ પેહડી સાથનો સબધ છુટો થયાથી હાલ પોતાને હીસાબે ધધો કરે છે. એઓના લગન રોજ ૩૦ મો માહા ૬ ઠો સને ૧૨૬૨ તા

૧૪ મી મારચ ૧૮૯૭ ને દીને બાઇ માણેકબાઇ તે મઉવાલા મરહુમ શેઠ આદરજી દાદાભાઈ મસાલાવાલાના દીકરી સાથે થયા હતા બાઈ માણેકબાઇનો જનમ ગાથો ૩ સને ૧૨૪૫ તા૦ ૧૭ મી સપટેમબર ૧૮૭૫ ને દીને થયો હતો એઓને તાહા ૩ ફરજંદોની નરઘી થઈ હતી —ખરશેદજી પીરોજબાઈ અને ધનજીભાઇ

ભાઈ ખરશેદજીનો જનમ રોજ ૨૦ મો માહા ૪ થો સને ૧૨૬૩ તા૦ ૮ જી જાનેવારી ૧૮૯૪ ન્યુ હાઈ સ્કુલમાથી કેળવણી લઇ સને ૧૯૧૧ મા મેટ્રીક અને સને ૧૯૧૫ મા બી એ. ની ડીગરી સેંટ ઝેવયર કોલેજમાથી મેળવી, તા૦ ૩૦ મી જાનેવારી સને ૧૯૧૮ એ એવન મી૦ તાતા કુ૦ ના એક મદદનીશ તરીકે શાંગાહાઇ ગયા હતા, અને તે પછી જાપાન અને હાલ એ શેઠોની રંગુનની પેહડીમા મેનેજર તરીકે કામ બજાવે છે જો કે ચાલચલણમા ઘણાજ એક મારગી છે, પણ પોતાના અભયાસમા ઘણા ચ ચળ અને ઉમંગી છે ફરેનચ ઉપરાંત ચીનાઈ અને જાપાનીશ ભાશાનો અછો અભયાસ કીધો છે

શેઠ મનચેરશાના બીજા ફરજંદ બેહેન પીરોજબાઈનો જનમ રોજ ૨૬ મો માહા ૧૨ મો સને ૧૨૬૮ યઝદે તા૦ ૫ મી સપટેમબર ૧૮૯૯ ને દીને થયો હતો એઓના લગન રોજ ૧૫ મો માહા ૬ ઠો ૧૨૮૭ યઝદે તા૦ ૨૨ મી ફેબરવારી ૧૯૧૮ ને દીને મી૦ નાદીરશા બેજનજી ચીનાઈ (શી માથેરાનના રગબી હોટેલવાલા શેઠ બેજનજીના દીકરા) સાથે થયા હતા. તેઓને તાહા બે ફરજંદો શાવક (જનમ રોજ ૧૪ માહા ૫ સને ૧૨૮૮, તા૦ ૨૨-૧-૧૯૧૯) અને દીનશા (જનમ રોજ ૨૮ માહા ૮ સને ૧૨૯૧, તા૦ ૫-૫ ૧૯૨૨)

શેઠ મનચેરશાહના ત્રીજા ફરજંદ ધનજીભાઇ જનમ રોજ ૪ થો માહા ૮ મો સને ૧૨૭૭ તા૦ ૧૪ મી એપરેલ ૧૯૦૮

મરહુમ શેઠ ધનજીભાઇ ખરશેદજી શેઠના વડા બેટી કુવરબાઇ, જનમ રોજ ૩૦ મો માહા ૧ લો સને ૧૨૪૫ યઝદે તા૦ ૨૦ મી અકટોબર ૧૮૭૫ લગન ભાઇ બરજોરજી (હોરમસજી) કાવશાજી શેઠના સાથે રોજ ૨૯ મો માહા ૫ મો સને ૧૨૫૬ યઝદે તા૦ ૧૩ મી ફેબરવારી ૧૮૮૭ ને દીને ૧૨ વરસની ઘણી નહાની વયે થયા હતા ફરજંદો —કાવસજી, માણેકબાઇ, ખરશેદજી, પીરોજબાઇ અને મેહેરબાઈ

મરહુમ શેઠ ધનજીભાઇના નાહાના બેટી બેહેન પીરોજબાઈ, જનમ રોજ ૨૮ મો માહા ૧૧ મો સને ૧૨૪૬ યઝદે તા૦ ૧૩ મી આગ-

શટ ૧૮૭૭ લગન રોજ ૩૦ મો માહા ૬ થો ૧૨૫૨ યઝદે તા૦ ૧૪ મી મારચ ૧૮૯૩ ને દીને ડા૦ કાવશજી હોરમસજી બીલીમોરયાના બીજા છોકરા ડા૦ સોરાબ સાથે નામદાર લેડી હેરીસની હાજરીમા થયા હતા ફરજ઼ંદો, મેહેરબાઈ (જનમ રોજ ૭ મો માહા ૪ થો સને ૧૨૫૩ યઝદે તા૦ ૧૮ મી ફેબરવારી ૧૮૯૪, લગન રોજ ૨૯ મો માહા ૩ જો સને ૧૨૮૨ તા૦ ૯ મી ડીસેમબર ૧૯૧૨ ને દીને ભાઇ નશરવાનજી હોરમસજી શેઠના સાથે થયા હતા). અને ડા૦ હોરમસજી (જનમ રોજ ૧૫ મો માહા ૭ મો સને ૧૨૬૭ યઝદે તા૦ ૨૯ મી સપટેમબર ૧૮૯૭) સને ૧૯૨૦ મા ડાકટરની સેવટની પરીક્ષા M B S. પસાર કરી, વધુ અભયાસ માટે હાલ ઇગલાંડમા રહે છે

એ બેટાના જનમ પછી બેહેન પીરોજબાઈ માંદગી ભોગવી રોજ ૧૨ મો માહા ૧૨ મો સને ૧૨૬૭ યઝદે તા૦ ૨૨ મી આગશટ ૧૮૯૮ ને દીને ૨૧ વરસની કોમળ વયે ગુજર પામ્યા હતા એઓના ઉઠમણામા કુલે રૂ ૧૯૧૫) જુદા જુદા ધરમખાતાઓમા આપયા હતા બેહેન પીરોજબાઈ એકમારગી, રાક અને મીલનસાર બાઈ હતા

## શેઠ કુવરજી બમનજી શેઠના

એવોનો જનમ પણ સુરતના રૂસ્તમ પરામા રોજ ૧૯ મો માહા ૧૦ મો સને ૧૧૯૮ યઝદેજરદી તા૦ ૨૦ મી જુલાઇ ૧૮૧૯ ને) દીને થયો હતો થોડી ઘણી અંગ્રેજી કેળવણી લઈ મુંબઈમા બીજા સર જમશેદજી જીજીભાઇના ખાનગી શિક્ષક તરીકે થોડો વખત ગુજારી, અને ૧૮૩૮ મા ચીનની પેહેલી સફરે કનતાન ખાતે ગયા હતા અને તે પછી ઘણીક સફરો કીધી હતી સને ૧૮૩૯ ની ચીન અને અંગ્રેજ વચેની લડાઈ એઓએ પણ નજરે જોઈ હતી તે લડાઇ પછી થયેલા કોલકરાર મુજબ હાગકાગનો ટાપુ અંગ્રેજ સરકારને ચીને સપુરદ કીધો, અને પાચ બંદરો પરદેશી વેપાર માટે ખુલ્લા મુકવામા આવ્યા હતા, તેમા શાંગહાઈનુ બંદર એક હતુ ત્યા પેહેડીની શાખા ખોલવા એવોને સને ૧૮૪૯ મા રવાને કીધા હતા, અને તે પછી એ ભાગ્યશાળી બંદરની ૨—૩ સફરો કીધી હતી એવોની છેલ્લી સફર દરમ્યાન એવોના ધણીઆણી બાઈ કુવરબાઇ તે મરહુમ શેઠ પાલનજી કાવશજી શેઠનાના છોકરી મુંબઈમા નહાની વયે ત્રણ ફરઝંદો શેઠો રૂસ્તમજી, હોરમસજી તથા બાઈ મેહેરબાઈને મુકી મરણ પામ્યા હતા તે પછી ચીનથી છેલી વાર સને ૧૮૫૧ મા અત્રે આવી, અત્રેજ પોતાના ભાઈ અને પીત્રાઇઓ સાથ વેપાર ચલાવતા હતા સ્વભાવે રમુજી, દીલના ઉદાર અને શોખીન હોવાથી પોતાના ફરેન્ડોમા "કુવરજી મહારાજ" ના નામથી ઓળખતા હતા શીવરી મધે એઓનો એક નહાનો બંગલો હતો, ત્યા અવારનવાર ખાણીપીની થતી હતી અને તે વેળાના બાળકોને શીવરી જવાની મોટી હોશ હતી એવોની તનદરોસ્તી ઘણી મજબુત હોવાથી ૭૦ વરસની ઉમર સુધી લગાર ઉમંગી (active) જીદગી ગુજારી હતી અને એવોના વડા ભાઈ શેઠ ખરશેદજીના મરણ પછી કામકાજનો સઘલો અખત્યાર પોતાને હાથમા લેઈ, પોતાના મરણની ૨—૩ વરસ અગાઉ સુધી ફતેહમંદીથી વેપાર ચલાવી, પોતાના નેક કાકાજી શેઠ પેસ્તનજી અને મેહેનતુ, કાબેલ ભાઇ શેઠ ખરશેદજીના પગલે ચાલી એક તોકલા વેપારી તરીકે પુરવાર થયા હતા

એવો શેઠનુ મરણ ૮૪) વરસની ભાગ્યશાળી ઉમરે તા૦ ૨૪ મી ડીસેમબર ૧૯૦૩ રોજ ખોરશેદ માહા તીર સને ૧૨૭૩ ને દીને સાજના ક ૫) ને અમલે "હારટ" ઓચીતુ બંધ પડવાથી નીપજ્યુ હતુ એવોના ઉથમણામા રૂ ૧૫૦૦) જુદા જુદા ધરમખાતાઓમા ભરાયા હતા

એવોના પેહલા ધણીઆણી બાઇ કુવરબાઇ તે એવોના કાકા શેઠ પાલનજી કાવસજી શેઠનાના દીકરી હતા, તેવોને પેટે રૂસતમજી, મેહેરબાઈ અને હોરમસજી મલી ત્રણ ફરજંદો હુતા

એ બાઇ કુવરબાઇનુ મરણુ રોજ ૫ મો માહા ૮ મો સને ૧૨૨૩ તા૦ ૨૮ મી એપ્રેલ ૧૮૫૪ ને દીને નીપજ્યુ હતુ

બીજીવાર એવોના લગન ૧૮૫૬ મા બાઇ માણેકબાઇ તે શેઠ ફરામજી મનચેરજી પટેલની બેટી સાથ થયા હતા, તેવોને પેટે પેસ્તનજી, શીરીનબાઈ, બમનજી, દીનબાઈ અને પીરોજબાઈ મલી પાચ ફરજંદો હતા, તેમાથી બાઇ શીરીનબાઇ ૩૫) વરસની જુવાન ઉમરે ગુજર પામ્યા હતા, જેનો ગમ એવો શેઠને ઘણો લાગો હુતો બાઈ માનેકબાઈ રોજ ૪ થો માહા ૩ જો સને ૧૨૭૧ તા૦ ૧૭ મી નવેમબર ૧૯૦૧ ને દીને ૫૫ વરસની ઉમરે ગુજર પામયા હતા એઓના ઉથમણામા રૂ ૧૦૦૦ જુદા જુદા ધરમખાતાઓમા આપવામા આવ્યા હુતા

એઓ શેઠના મરણુ વીશે તા૦ ૨૯ મી ડીસેમબર ૧૯૦૩ ના અખબારે સોદાગરમા નીચલુ લખાણુ છપાયુ હતુ —

## શેઠ કુવરજી બમનજી શેઠનાનુ મરણુ.

“ચીનના આગલા થોડા બાકી રહેલા નામીચા વેપારીઓમાના એક મી૦ કુવરજી બમનજી શેઠના તે મુબઇની મેસરસ ખરશેદજી બમનજીની કુ૦ અને ચીનની મેસરસ કાવસજી પાલનજીની કુ૦ ના વડા ભાગ્યા ગેઇ પરમ દીને સાજના પોતાના મકાનમા ૮૪) વરસની પાકી વયે નીપજેલા મરણની નોધ લેતા ખેદ ઉપજે છે

મરનારનો જનમ યઝદેજરદી સને ૧૧૯૮ અને ઈ સ ૧૮૧૯ મા સુરતના રૂસતમપુરામા થયો હતો. પાચ વરસની કોમળ ઉમરે વાહાણમા પોતાના બાપ સાથે મુબઈ આવી વસ્યા હતા અને મરહુમ શેઠ રતનજી બાટલીવાલાના આડત્યા તરીકે પોતાના મરહુમ કાકા શેઠ પેસતનજી કાવશજી દારાબ શેઠનાએ ચીનમા સ્થાપેલા કામમા પોતાની નાહની ઉમરમાજ થોડુ જરૂરજોગુ જ્ઞાન લેઈ જોડાયા હતા મરનાર સને ૧૮૩૯ ના મે માસમા ચીનની પેહેલી સફરે અતરેથી ગયા હતા અને તે પછી બીજી સફરે સને ૧૮૪૯ ના મેએ માસમા શેઆહીમા પેહેડીની શાખા ઉઘાડવાને એઓના મરહુમ વડા ભાઈ શેઠ ખરશેદજીએ મોકલ્યા હતા. મરનારમા વેપારની ઘણી સારી કુનેહ હતી, અને પોતાના મલતાવડા સ્વભાવથી અને ધરમાતુ લાગણીને લીધે પોતાના દોસ્ત આશનાવોમા

એઓને "મહારાજ" ના નામે ઓળખાવતા હતા મરનાર લગભગ બે વરસ થયા કામકાજથી ફારેગ થઈ નાદુરસ્ત તબીયત અને મોટી ઉમરને લીધે આસાએશમા વખત ગાળતા હતા પણ તે છતા પોતાની વેપારી આગલી ઝમક સાથે કામ લેવાની મરણની થોડા કલાક આગમજ સુધી આતુર હતા મરનાર પોતા પાછળ ૪) દીકરા અને ૩) દીકરીઓ તથા ૪૭) નબીરા અને નબીરીઓને વીલાપ વચે મેલી હરૃદયના ધપકારા ઓચીતા બધ પડી જવાથી આએ ફાની જેહાન છોડી ગયા છે

---

**શેઠ રૂસતમજી કુવરજી બમનજી શેઠના**—મરહુમ શેઠ હારાબ શેઠના વશવેલામા એવો પેહેલા નબીરા હતા, જેનો જનમ મુબઇમા થયો હતો હાલમા જે ઘેરમા એ કુટુબીઓ રેહે છે તેનો પાયો એ શેઠના જનમ વખતે નખાયો હતો અને એવોના પેહેલા વરસને દીને એ ઘેરનુ વાસ્તુ મુરત થયુ હતુ એવોનો જનમ બહારકોટ શેઠ ચવનાના ઘેરમા રોજ ૨ જો માહા ૫ મો સને ૧૨૦૭ યઝદે તા૦ ૨૯ મી જાનેવારી ૧૮૩૮ ને દીને થયો હતો મરહુમ શેઠ પેસતનજી કાવસજીના ૪) ભત્રીજાઓના છોકરાઓમા એવો વડા હોવાથી મરહુમ શેઠ પેસતનજી કાવસજી શેઠનાના એવો પાલક થયા હતા થોડીક અગ્રેજી કેળવણી લેઈ, ૧૪) વરસની અતી નાહાની વયે સને ૧૮૫૨ મા ચીનની સફરે ગયા હતા, અને તે પછી લગભગ ૬—૭ સફરો હાગકાગ તેમજ શાગહાઈ બદરે કીધી હતી

મી૦ ખરશેદજી બમનજીની કુા૦ મા એક ભાગ્યા તરીકે તા૦ ૧૨ મી જાનેવારી ૧૮૬૩ ને દીને દાખલ કીધા હતા, તેજ વેળા મરહુમ શેઠ ખરશેદજીના બેઉ બેટાઓ શેઠો પાલનજી અને ધનજીભાઇને પણ ભાગ્યા કરવામા આવ્યા હતા

ચીનની જરથોસ્તી અનજુમનના ફડની પેહેલી સ્થાપના સને ૧૮૪૫ ની તા૦ ૧૯ મી સપટેમબરે થઇ હતી તે વેળાએ કામચલાઉ કાયદાઓથી હાગકાગ, કનતાન તથા મકાઉના ધરમના મકાનોની ઘટતી તકેદારી રખાતી હતી પણ તે પછી સને ૧૮૭૪ મા કાયદેસરનુ "ટ્રસ્ટડીડ" બનાવવામા આવ્યુ હતુ તે પેહેલા ટ્રસ્ટડીડની અને અનજુમનના કાયદેસરના નેમાયલા ટ્રસ્ટીઓમા મરહુમ શેઠ એક હતા સને ૧૮૭૫ મા એવો શેઠ ચીનથી છેલ્લી વાર પાછા ફરી અત્રેજ પેહેડીનો વહીવટ બીજા ભાગ્યાઓ સાથે ચલાવતા હતા

મરહુમ શેઠ રૂસતમજી શોખીન અને ઉદાર જીગરના હોવાથી "કાકા"ના નામથી પોતાના દોસત આસનાવોમા ઓળખાતા હતા નરમ દીલના અને ઉદાર હોવાથી હાજતમ દોને મદદ કરવાને સદા તેયાર હતા.

પોતાની હૈયાતીમા રૂ૨૦૦૦૦)ની નાદર બખશેશ ગરીબ જરથોશતી ઓના રેહેથાણ બાધવા સારૂના ફંડમા ભેટ આપી હતી

ચાલુ નબળી તબીયત છતા ૮૨ વરશની ભાગયશાલી ઉમર કાહાડી હતી અને રોજ રનો માહા ૧૨ મો શને ૧૨૮૯ યજદેજરદી તા૦ ૭મી આગશત ૧૯૨૦ને વાર શનેઉને દીને સવારના ક ૧૦ાા ને અમલે ૧૫ દીવસની માદગી ભોગવી પોતાના કુટુબીઓની હાજરી વચે બેહેશતનશીન થયા હતા એવોની પાયદસત રવીવાર તા૦ ૮ મીએ નીકળી, તયારે પુશકળ લોક એવોને સેવટનુ માન આપવાને ભેગુ થયુ હતુ એવો શેઠના ઉથમણામા એવોની પુજીમાથી તથા બેશીઓએ મળી કુલે ૩૨૯,૫૮૦) જુદા જુદા ધરમ ખાતાઓમા આપયા હતા એવોને તાહા કશો ફરઝદ નહી હોવાથી પોતાના નહાના ભાઈ શેઠ હોરમજજીના નહાના બેટા ભાઇ નશરવાનજીને પોતાનો પાળક બેડવી ગયા હતા

એવો શેઠના મરણ વીશે નીચલી વીગત તા૦ ૧૦ મી આગશતના "જામે જમશેદ"મા છપાઈ હતી —

"ચીનના આગળા બાકી રેહેલા જુજ જરથોસતી વેપારીઓ મધેના એક મો૦ રૂસતમજી કુવરજી શેઠનાના ૮૨ વરસની બુજરોગ ઉમરે ગેઇ તા૦ ૭ મી આગશટ રોજ બહમન માહા અસપનદાદને દીને નીપજેલ, મરણની નોધ લેતા દલગીરી ઉપજે છે મરનારનો જનમ તા૦ ૨૯ મી જાનેવારી ૧૮૩૮, રોજ બાહમન માહા અમરદાદ યજદેઝરદી સને ૧૨૦૭ ના દીને મુબાઇ મધે થયો હતો, અને તે વેલાના વખત પ્રમાણે થોડીક વેહેવારૂ અગ્રેજી કેળવણી મરહુમ શેઠ દાદાભાઇ નવરોજીના હાથ હેઠળ મેળવી ૧૪ વરસની અતી નહાની વયે સને ૧૮૫૨ મા પોતાના બાપદાદાની ચીનની મેસરસ કાવશજી પાલનજીની કુા ની પેહેડી ઉપર મેહેતાગીરીમા ગયા હતા તે વેળા સટીમરોની હસતી હતી નહી, તેથી એવોની પેહેલી સફર વહાણ 'કેથેરીન અકાર"મા થઇ હતી, અને મજકુર વહાણનુ વજન ફકત ૨૦૦) ટનનું હતુ, જે લગભગ ૮૭ દીવસે ચીન પુગુ હતુ આજે સટીમરો હાગકાગ પુગતા ૧૮ થી ૨૦ દીવસો લે છે તે પછી એઓએ હાગકાગ અને શેહેગાઈની પેહેડીના મેનેજર તરીકે ૪–૫ સફરો કીધી હતી કેટલાક વરસો સુધી હાગકાગ, કનતાન અને મકાઉના ધરમના ફંડના એક ટ્રસતી તરીકે કામ બજાવયુ

હતુ, અને તે વેળાની એઓની કંપની માહેલા એકજ શેઠીયા ભુગ્રારોગ શેઠ હોરમસજી એદલજી આલબલેસ હાલ હયાત છે

મરનારમા વેપારી કુનેહ ઘણી સારી હતી, સને ૧૮૦૩મા એઓના બાવા શેઠ કુવરજી બમનજી શેઠનાના મરણ પછી એઓની મેસરસ ખરશેદજી બમનજીની કુંના વડા ભાગથા થયા હતા, જે માન ૧૬) વરસ સુધી ભોગવી, પેહેડીના કામમા નાદરૂસત તબીયત છતા સારો ભાગ લેતા રેહેતા હતા પોતાના ઉદાર અને શોખીન સવભાવથી પોતાના દોસત આસનાઓમા "કાકા"ના નામથી ઓળખાતા હત, અને ગરીબ સગા સનેહીઓને ચાલુ છુપી મદદ કરતા હતા ગયે સાલ એઓએ રૂ૨૦૦૦૦) ની રકમ ગરીબ જરથોશતીઓને રેહેઠાણ સારૂ પારસી બીલડીગ સોસા-યટીને ભેટ આપી હતી મરનાર પોતા પાછળ કશુ સતાન મુકી ગયા નથી, પણ પોતાના ભોહોળા કુટુંબ અને દોસત આસનાવોની મોટી સખયા મેલી ગયા છે, જે એઓની પાયદસત વેળા મળેલી મોટી મીજળસ પરથી જણાયુ હતુ"

એરો શેઠના લગન સને ૧૮૪૩મા એઓના કાકા મરહુમ શેઠ ખરશેદજી બમનજીના એક પુરા બેટી બાઈ ધનાબાઈ સાથ થયા હતા, તેઓનો જનમ રોજ ૨૨મો માહા ૩જો સને ૧૨૦૬ યજદેઝરદી તા૦ ૨૦ મી નવેમબર ૧૮૩૬ને દીને થયો હતો અને મરણ ૫૦) વરસની ઉમરે રોજ ૨૪મો માહા ૩જો સને ૧૨૫૬ યજદેઝરદી તા૦ ૭ મી ડીસે-મબર ૧૮૮૬ને દીને ગુરદાના દરદની બીમારીથી નીપજ્યુ હતુ તેવોના ઉથમણામા રૂ૩૦૦૦) જુદા જુદા ધરમખાતાઓમા ભરયા હતા

---

## શેઠ હોરમસજી કુવરજી બમનજી શેઠના.

એઓનો જન્મ મુબાઇમા રોજ ૨૨ મો માહા ૨ જો સને ૧૨૧૮ યઝદે તા૦ ૧૭ મી નવેમ્મર ૧૮૪૮ ને દીને થયો હતો સાડાપાચ વર-સની ઉમરે પોતાના માતાનુ છત્ર ખોહી બેઠા હતા એઓના લગન રોજ ૨૫ મો માહા ૩ જો સને ૧૨૦૫ યઝદે તા૦ ૧૯ મી નવેમબર ૧૮૫૫ ને દીને બાઈ નનાજબાઇ તે મરહુમ શેઠ કાવસજી ફરામજી શેઠ નાના બીજા બેટી સાથે કુટુબીઓના ઘેરમા થયા હતા. પ્રોપાઇટરી હાઇ-સ્કુલમા કેળવણી લઈ, સને ૧૮૫૬ ના સાલની મેટ્રીકની પરીક્ષા અગ્રેજીમા ચઢતી મારકસ સાથે પસાર કરી, એલફીનસ્ટન કોલેજમા

અભયાસ વધારવાના ઈરાદાથી જોડાયા અને તેની સાથે કાયદાનો અભયાસ પણ શરૂ કીધો પરતુ થોડા વખતમા પોતાના બાપદાદાની પેઢીમા એઓના કાકાજી મરહુમ શેઠ ખરશેદજી બમનજીની સલાહથી સામેલ થયા સને ૧૮૫૯ મા હાગકાગની પેહડીના મેનેજર તરીકે અતરેથી રવાના થયા અને તે પછી બીજી ત્રાણ સફર મલી કુહલે ૪ સફરો હાગકાગ બદરે કીધી હતી, અને તાહથી છેહ્લા તા૰ ૧૫ મી ફેબરવારી ૧૮૯૦ એ પાછા ફરયા હતા સને ૧૮૮૦ થી એઓ ખરશેદજી બમનજીની કુ૰ ના એક ભાગયા થયા અને ૧૯૧૯ મા બીજા ભાગયાઓ સાથે એવોબી રીતાયર થયા હતા પેહડી સાથનો સબધ બરાબર ૫૦) વરસ સુધી ચાલુ રાખયો હતો મરહુમનુ અગ્રેજી જ્ઞાણ ઘણુ અચછા પ્રકારનુ હતુ વેપારી કુનેહ અને સઘળા સાથે મળીને ચાલવાની રીતી સ્તુતી પાત્ર હતી મોલન સારપાણુ એ એઓનો મુદ્રાલેખ હતો હાગકાગના બદરે લગભગ ૨૦) વરસ ગુજારયા, તે અરસામા તાહા ઘણો ત્રાઘ ધરાવતા હતા તા૰ ૧ લી જાનેવારી ૧૮૮૨ ને દીને હાગકાગની બ્રાટીશ સરકારે પેહેલા બે પારસી ગ્રહસ્થોને સુલેહના અમલદાર (Justice of the Peace) નેમ્યા, તેમા મરહુમ શેઠ હોરમસજી તથા મરહુમ શેઠ હોરમસજી મેરવાનજી મેહેતા (નામીચા સર ફીરોઝશા મેહેતાના ભાઈ) હતા હાગકાગ, કનતાન, અને મકાઉની જરથોસતી ધરમના ફડના તરસ્તી તરીકે મરહુમ શેઠ હોરમસજીએ કીમતી સેવા બજાવી હતી

અફીમના વેપાર સબધી પારલામેન્ટે લોરડ બરાસીના પ્રમુખપણા હેઠળ નેમેલા પાદશાહી કમીશન સનમુખ મરહુમ શેઠ હોરમસજીએ તા૰ ૧૪ મી ફેબરવારી ૧૮૯૪ ને દીને જુબાની આપી હતી, અને તે અરસામા હાગકાગ ખાતે જે પી તરીકે વારવાર તાહાની જેલની અને બીજા સરકારી ખાતાની તપાસ દરમયાન મળેલા અનુભવ ઉપરથી અફીમનો ઉપીયોગ મધયમપણામા કીધાથી તેના ફાએદાઓ દરસાવ્યા હતા તે વેળાએ સ્થાનીક ટાઈમ્સ ઓફ ઇનડયાએ મરહુમ શેઠ હોરમસજીને કેહી સભળાવેલી હકીકતને ટેકો આપયો હતો એઓની સાથ બીજા-૧૫ જરથોસ્તીઓએ અફીમના બહસરના ઉપયોગની તરફેણમા જુબાની આપી હતી (શેઠો મનચેરજી મે મુલ્લા ફીરોઝ, જાગીરજી બે મરઝબાન રૂશતમ પે૰ જાગીર, સરજયન મેજર ધનજીશા ન પારેખ, ડાકટરો રૂસતમજી ન ખોરી, એદલજી નશરવાનજી, ફરામજી એ માડન, તેમુલજી બી. નરીમાન, માણેકજી દો કામા, ડોશાભાઈ પે સુરતવાળા, ફરદુનજી બેહેરામજી હો નાણાવતી, રૂસ્તમજી નાનાભાઈ ચાણીના, ફરદુનજી બે. શીરવઈ, ફકત એકજ પારસી શેઠ વનજીભાઈ મો ગીલડરે અફીમન

ઉપયોગની વીરૂધ જુબાની આપી હતી) એ સઘળા શેઠોને અફીમના વેપાર સાથે કસો સબધ હતો નહી

અફીમના વેપારનો એઓને સારો અનુભવ હતો, અને એ વેપાર બધ પડયો તાહા સુવી એમા ઘણી ઊલટથી ભાગ લેઇ વેપાર કરતા હતા. સવત ૧૯૭૫ ના આશો વદ અમાસ તા૦ ૨૩ મી અકટોબર ૧૯૧૯ ને દીને મેસરસ ખરશેદજી બમનજીની ફ્રર્મ માથી પોતાના બીજા ભાગીઆઓ સાથે બુઝરોગી અને નબલી તબીયતને લીધે રીતાયરડ થવા હતા

એઓનુ મરણ લગાર ભાગ્યશાળી બનાવ વચે નીપજયુ હતુ એઓના વડા બેટા બરજોરજીના દીકરા કાવસજીને પોતાની હેયાતીમા પરણાવાને ઘણાજ ખાએશમદ હતા અને તે કામ તા૦ ૨૫ મી નવેમબર ૧૯૨૨ એ ખુશી સાથે પાર પાડયુ હતુ રાજ ૧૧ મો ખોરશેદ માહા ૪ થા તીર સને ૧૨૯૨ યઝદે તા૦ ૧૯ મી દીસેમબર ૧૯૨૨ અને પોતાના મુરબી બાવાની ૧૯) મા વરસની બાજ દીને ૭૪ વરસની વયે કુટુમના સઘળા મેમબરો તે દીને ગહબારમા ગયા હુતા, તેઓ તાહાથી પાછા ફરયા પછી રાતના ક ૧૦ ને અમલે પોતાનો પ્રાણ સરવેની હાજરીમા નેથી દીધો! પોતાની અખુટ ધીરજ અને હીમત સેનટની વડી સુધી સાચવી રાખી હતી દીલના હાતમ અને કોઇનેબી ભુલ કરવાની સદા ટેવ પડેલી હોવાથી એઓના મરણથી ઘણા જણોને ભારે દીલગીરી ઉપજી હતી

તા૦ ૨૩ મી દીસેમબરના "જામે જમશેદ"મા નીચલી નોધ એ શેઠ વીસે પ્રગટ થઇ હતી

અતરેની અને ચીનની પુરાણી જરથોસતી પેહડીના એક ભાગીયા શેઠ હોરમસજી કુવરજી બમનજી શેઠના તા ૧૯ મી દીસેમબર ૧૯૨૨ રોજ ૧૧ મો માહા ૪ થો સને ૧૨૯૨ ને રાતના કલાક ૧૦) ને અમલે નીપજેલા મરણની નોધ લેતા દલગીરી ઉપજે છે મરનારનો જનમ મુબાઈમા તા૦ ૧૭ મી નવેમમર ૧૮૪૮ ને દીને થયો હતો પ્રથમ પ્રાપાઈટરી હાઈસ્કુલમા કેળવણી લેઈ, સને ૧૮૬૫ મા મેટ્રીક થઈ, એલ-ફીનસટન કોલેજમા દાખલ થયા હતા તે વેળા એઓ સાથના નીશાળીયામા સર તેમુલજી નરીમાન, સર મનચેરજી ભાવનગરી, શેઠો જાગીર મરઝમાન, હીરજીભાઈ દાવર તથા મરહુમ શેઠો જાગીર એ દાવર અને દીનશાજી સોરાબજી મોદીની બનેલી એક મજબુત તોલી અગ્રેજી ભાષાના પોતાના અચછા કાબુ માટે ત વખતના પ્રોફેસરોમા વખણાતી હતી

મરહુમ શેઠ હોરમસજી સને ૧૮૫૯ મા પોતાના બાપદાદાની મેસ-રસ ખરશેદજી બમનજીની કુ મા જોડાઇ હાગકાગ ગયા હતા, અને ૧૮૯૦ સુધીમા ચીનની ૪–૫ સફરો કરી હાગકાગ બદરે પોતાની અચછી કુનેહ, ધીરજ અને પ્રમાણીકપણાથી સરવેનો ચાહ જીતી લીધો હતો તે વેળા હાગકાગમા જે પી થવાનુ માન ઘણુ અસાધારણ હતુ, અને તે માન એઓને તથા મરહુમ સર ફીરોઝશાહ મેહેતાના મરહુમ ભાઈ શેઠ હોરમસજી મેહતાને તે વેળાના ગવરનર આપ્યુ હતુ

સને ૧૮૯૩ મા સરકારે અફીમના વેપાર સબધી લોરડ બરાસીના પ્રમુખપણા હેઠળ નેમેલા કમીસનમા વેપારીઓના એક પ્રતીનીધી તરીકે શેઠ હોરમસજીએ ઘણી અગતની જબાની આપી હતી

હાગકાગની અનજુમનના એક ટ્રસતી તરીકે તેવણ ઘણો આગેવાન ભાગ હમેશ લેઈ, અનજુમનને દરેક રીતે સતોષ આપતા હતાં

તેવણ છેલ્લા ત્રણ વરસ થયા, પોતાની બાપીકી પેહેડી મધેથી પોતાનો ભાગ છુટો કીધો હતો એક વેપારી તરીકે મરનારની કુનેહ અને "કોમન સેનસ" માટે વેપારી આલમમા ઘણી પ્રીત મેળવી હતી એક અજબ સજોગ વચે પોતાના બેહેશતનશીન બાવા શેઠ કુવરજી બમનજી શેઠનાની ૧૯મા વરસની બાજને દીનેજ એઓ પણ બેહેશત મુકામ ગમયા છે ખુદા એઓના રૂહને શાનતી બખશે"

તા૦ ૨૧ મી ડીસેમબરના "સાજ વરતમાન"મા નીચે મુજબ છપાયુ હતુ —

"જાણીતા અને સાહસીક વેપારી મી૦ હોરમસજી કુવરજી શેઠનાના ગઈ રાતે પ્રીનસેસ સ્ટ્રીટ ઉપર આવેલા તેઓના રેહેવાના મકાનમા ૭૨ (૭૪) વરસની ઉમરે નીપજેલા મરણની નોધ લેતા દીલગીરી ઉપજે છે મરનાર જવાન વયે પોતાના બાપીકા ધધામા પડયા હતા, અને ચીન ખાતે મેસરસ કાવસજી પાલનજીની નામાકીત વેપારી પેહેડીનો વહી-વત પોતાના ભાઇઓ અને કાકાના છોકરાઓ સાથે ભાગીદારીમા ચલાવી, પોતીકા બીઝનેસને અચછી રીતે ખીલવયુ હતુ છેલ્લા કેટલા વરસ થયા મરહુમ મી૦ હોરમસજી ચીન છોડી મુબાઇ ખાતે આવ્યા, અને અતરેની મેસરસ ખરશેદજી બમનજીની કુ ની પેહેડીનુ કામકાજ પોતાના ભાઇઓ તથા કાકાના છોકરાઓ સાથે ભાગીદારીમા ચલાવવા લાગયા હતા આ પેહેડી તેમજ ચીન મધેની મેસરસ કાવશજી પાલનજીની પેહેડી જે ચીનાઓ વચે જબરી આટ મેળવી તેમજ તેઓનો વીશવાસ પેચી લોકપ્રીય નીવડી છે, તે પેહેડીને મરહુમે ઘણી સરસ રીતે ચલાવવામા પોતાનો કીમતી

ફાળો આપયો હુનો તેઓ પોતાની પેહેડીમાથી ૩ વરસ થયા ફારેગ થયા હતા

પોતાના મીલનસાર સ્વભાવથી પોતાની આસપાસ એક બોહોળુ મીત્રમંડળ એકઠુ કીધુ હતુ તેઓના એક છોકરા મી૦ બરજોરજી હાલ પોતીકી પેહેડીમા ભાગીદાર છે, જ્યારે બીજા છોકરા મી૦ નશરવાનજી મેસરસ મેરવાનજી કોલાહની ફર્મા મા એક ભાગયા છે ખુદા મરહુમના રૂહને શાતી બક્ષો !"

તા૦ ૨૪ મી ડીસેમબરના કયસરે હીંદમા નીચલુ લખાણ છપાયુ હતુ —

"છાપરયા શેઠોનુ પુરાણુ કુટુંબ આજ જમાનાઓ થયા બાપદાદેથી વાડીયાજીના આતશ બેહેરામની સામે પોતાના અસલી મકાનમા રેહેતુ આવ્યુ છે એજ પુરાણા મકાનોમા તે અસલ વારેના છાપરયા શેઠો પોતાના આખા વંશવેલા સાથે રેહેતા હતા, કે જયા આજે પણ તેમના ફરજંદો મગરૂરી સાથે વસે છે ।

શેઠ હોરમસજી કુવરજી શેઠના કે જેવણ ગયા મંગળવારની રાતના ૧૦) કલાકે બુઢાપાની નબળાઇથી હક થયા છે તેવણ જાણીતા છાપરયા શેઠ "કુવરજી માહારાજ" ના બીજા દીકરા હતા કુવરજી ઘણા દુલ્લા અને ખાનાર પીનાર હોવાથી, "મહારાજ" ના રમુજી નામે ઓળખ ધરાવતા હતા તેવણના વડા દીકરા શેઠ રૂશતમજી થોડા વરસ થયા ગુજર પામ્યા તેમના બીજા ભાઇ શેઠ હોરમસજી હમણાજ પોતાના બાપ શેઠ કુવરજી મહારાજના મરણની ૧૯ના વરસની બાજનાજ દીવસે ગુજર્યા છે । શેઠ હોરમસજી અત્રેની "ખરશેદજી બમનજી"ની માનવંત પેઢીના એક ભાગીદાર હતા, જે પેઢી ચીનમા "કાવશજી પાલનજી "ના નામે મશહુર છે આ પેઢી ચીનમા રૂ, સુતર, અને અફીમનુ બોહોળા પાયા ઉપર કામકાજ ચલાવે છે તેમના બુઝરોગ માલેકો સઘળા ફારેગ થઇને તેમના ફરજંદોના હાથમા હમના કારોબાર આવ્યો છે શેઠ હોરમસજી એ પુરાણી પેઢીના એક ભાગીદાર હતા, થોડા વરસ થયા તેમાથી રીટાયરડ થઇને આશાએશ ભોગવતા હતા તેવણ ઘણા અસલી અને ધર્મી આચાર વીચારના હતા તેવણ પોતા પાછળ ત્રણ બેટા મેલી ગયા છે જેઓમા બરજોરજી ઉપલી પેઢી સાથે સબંધ ધરાવે છે બીજા બેટા મી૦ નશરવાનજી મેસરસ કોલાહ સોલીસીતરની પેઢીમા ભાગયા છે એક કમનશીબ બેટા પુનાની દીવાનશાળામા આજ વરસો થયા પડેલા છે છાપરીઆ શેઠોના જુના કુટુંબમાથી તેમના આ અસીલ વડીલોનુ એકેક પાછળ ચાલ્યા જવુ ઘણુ કમનશીબ કહેવાશે, પણ તેઓ સઉ પોતાની મોટી

અને ભાયગાવન ઉમરે સુખી થાય છે, એટલીજ ધીરજ અને દીલાસો એ બહોળુ કુટુંબ લઈ શકશે !"

મરહુમ શેઠ હોરમસજીના ઉથમણામા કુળે રૂ ૨૯૫૨૧) જુદા જુદા ધરમ ખાતાઓમા આપવામા આવ્યા હતા એઓને તાહા ત્રણ બેટાઓની વરધી થઈ હતો બરજોરજી, ફરામજી અને નશરવાનજી

**બરજોરજી કાવશજી શેઠના**—મરહુમ શેઠ હોરમસજી કુવરજી શેઠનાના વડા બેટા, જનમ રોજ ૯મો માહા ૧લો સને ૧૨૪૪ યજદે તા૦ ૩૦ મી સપટેમબર ૧૮૭૪ એઓના મમાવા મરહુમ શેઠ કાવશજી ફરામજી શેઠનાના પાલક થયાથી, તેઓના મરણ (તા૦ ૧ લી મારચ ૧૮૯૦) પછી એઓ ઉપલા નામથી ઓળખાય છે ફોરટ હાઇસ્કુલમા મેટ્રીક સુધીની કેળવણી લેઇ સને ૧૮૯૪ના મારચ મહીનામા પોતાના વડવાઓની મેસરસ ખરશેદજી બમનજીની કુ મા મદદનીશ દાખલ જોડાયા હતા ચીનની પેહેલી શફર તા૦ ૨૮ મી અકટોબર ૧૮૯૫ને દીને ઈ "કયસરે હીન્દ"મા, શેઠો બમનજી કુવરજી શેઠના અને ફરામજી ધનજીભાઈ શેઠના સાથે શાગહાઇ ગયા હતા સને ૧૮૯૭મા શાગાહાઇની પેહેડીના મેનેજર થયા હતા સને ૧૯૦૦મા મુબાઈ પાછા ફરયા હતા એ સફર દરમયાન ૧૮૯૯મા ચીનમા પ્રદેશીઓ સામે મોટો બળવો (Boxer Rebellion) જાગયો હતો, જેથી વેપાર અને વેપારીઓની હાલતમાથી થઇ પડી હતી બીજી સફરે તા૦ ૭ મી મારચ ૧૯૦૫ને દીને ઈ શીમલામા શાગહાઇ ગયા હતા અને તાહાથી ૧૯૦૯મા પાછા ફરી, સને ૧૯૧૦ની સપટેમબરમા ઇ "દેવાનહા"મા પોતાના ધણીઆણી કુવરબાઇ અને બે બાળકો ખરશેદજી અને પીરોજબાઇને લઈને શાગહાઈ ગયા હતા તાહાથી ૧૯૧૮મા મુબાઇ પાછા આવ્યા હતા એ આઠ વરસના દરમયાનમા ચીનનુ જુનુ રાજ નાબુદ થયુ હતુ, અને પ્રજા સતાક રાજય મેળવવા ૧૯૧૧મા અને તે પછી ૧૯૧૨મા મોટા બળના થયા હતા જે વેળાએ વેપારની ભારે ખરાબી થઈ હતી, તેમા અફીમના વેપારને પુશકળ ખમવુ પડયુ હતુ જેમ ૧૮૩૮–૧૮૩૯મા અફીમના વેપાર અને વેપારીઓને ખરાબ વખત પસાર કરવો પડયો હતો. તેના કરતા વધારે મુશકેલી અને મુશીબત ૧૯૧૧–૧૯૧૭ સુધી વેપારીઓને ભોગવવી પડી હતી, કારણ જે ૧૯૧૩ની શરૂઆતમા લગભગ પેટી ૩૦૦૦૦) (રૂ ૧, અબજનુ) અફીમ હાગકાગ અને શાગાહાઈના બદરે પડેલુ હતુ, પણ વેપારી-

એોની શીનડીકેટ થઇ, ઘણી હાદમારી પછી પેટી ૨૮૦૦૦) વેચી નાખી હતી, અને બાકી પેટી ૨૦૦૦) આશરે ચીનાઇ સરકારે વેચતી લેઇ, બાળી નાખી હતી પણ તે પછી ચીનમા અફીમની વાવણી ધમધોકાર ચાલુ થઈ, તે આજની ઘડી સુધી ચાલુ છે ઉપલો ઈનતેખાબ ટુકમા અતરે પ્રગટ કરવાની નેમ એટલીજ છે જે એઓની ૮ વરસની સફર દરમ-યાન એક જુના વેપારનો અ ત શી રીતે આવ્યો, તે દરશાવાની અને જે પેહડી સાથે એઓએ કામ બજાવ્યુ, તેની પ્રતિષ્ટા જાળવવાની એક શુભ કોશેશમા બનેલા બનાવોની યાદની નોધ લેવાની લાલચ રોબાવી શકયો નથી

સ વત ૧૯૭૫ના સાળથી (તા૦ ૪ થી નવેમબર ૧૯૧૮)થી એઓ મેસરસ ખરશેદજી બમનજીની કુ મા ભાગયા થયા હતા, અને સ વત ૧૯૭૬ના સાલથી (તા૦ ૨૪ મી અકટોબર ૧૯૧૯) થી આગલા ભુઝરોગ ભાગયાઓ મરહુમ શેઠો રૂશતમજી અને હોરમજજી કુવરજી શેઠના તથા શેઠો ગેદલજી કાવશજી શેઠના અને પેશતનજી કુવરજી શેઠના પેહડીમાથી ફારેગ થયા, તયારથી બરજોરજી પોતાના બીજા પીત્રાઈ ભાઈઓ પીરોજશા પેસતનજી શેઠના અને બમનજી કાવશજી શેઠના સાથે મજકુર પેહડીનો કારોબાર ચલાવે છે

શાગાહાઇમા ગુજારેલા વરસો દરમયાન તાહાની અનજુમનના ત્રશતી અને પ્રેસીડનટ તરીકે કેટલાક વરસો સુધી કામ બજાવ્યુ હતુ, અને સને ૧૮૭૨મા તાહાની અનજુમને બનાવેલા ત્રસ્ટ ડીડમા ફેરફાર કરી સને ૧૯૦૯-૧૦મા નવુ ત્રસ્ટ ડીડ બીજા ત્રસ્તીઓ ભેગા બનાવાને એઓએ થોડો ભાગ લીધો નહી હુતો, તેજ મીસાળ તાહાની પારશી ક્રીકેટ કલબના કેપતન અને પારશી કલબના પહેલા પ્રમુખ હતા એઓને મુસાફરીનો શોખ હોવાથી, ચીનના ઘણાક જાણીતા શેહેરો ઉપરાત, જાપાન ની મુસાફરી ૫) વખત ધ ધા અરથે તેમજ તબીય-તના સુધારા માટે કીધી હતી સને ૧૯૧૭ના અકટોબરમા શાગાહાઇથી ઉપરી, જાણીતા બ દર "પોરત આરથર" ના કીલ્લાઓ, મનચુરયાના રૂશો-જાપાનીશ લડાઇના મેદાનો જોઇ, ઈસતરન સાઇબીરયાને મારગે લાડીવોસતક, જે રશીઆનુ પુરવનુ સરવેથી સરસ કીલ્લે બધી કીધેલુ બારૂ છે તાહા દીન ૪-૫ ગુજારી, પાધરા જેપાન ગયા હતા પણ રશી-આમા ફાટી નીકળેલો મોટા બળવા અને ઝાર અને તેના કુ ટુબને મારી નાખયા પછી થયલી નાસભાગ, લોકોની મુશકેલી અને હાદમારીનો લગાર કદવો અનુભવ એઓને પણ વેઠનો પડયો હતો એઓના લગન રોજ ૨૯ મો માહા ૫મો સને ૧૨૫૬ યઝદે તા૦ ૧૩ મી ફેબરવારી ૧૮૮૭ને દીને બાઈ કુવરબાઈ તે મરહુમ શેઠ ધનજીભાઈ ખરશેદજી બમનજી શેઠનાના

વડા બેટી સાથે થયા હતા ફરઝંદો—કાવશાજી, માનેકબાઈ, ખરશેદજી, પીરોજબાઈ, અને મેહેરબાઈ

**ભાઈ કાવશાજી બરજોરજી શેઠના**—એઓનો જનમ રોજ ૫ મો માહા ૯ મો સને ૧૨૫૩ યઝદે તા૦ ૧૯ મી મે ૧૮૯૪ને દીને વાહરા ખાતે એઓના મમાવા મરહુમ શેઠ ધનજીભાઇ ખરશેદજી બમનજી શેઠનાના બંગલામાં થયો હતો મેટ્રીક સુધીની કેળવણી લઈ તા૦ ૮મી એપ્રીલ ૧૯૧૬ને દીને ઈ "નાનકીંગ"માં શેર શાપુરજી બરજોરજી ભરૂચા અને બીજા પારસીઓ સાથે પોતાના વડવાઓની શેહગાહની પેહેડીપર મદદનીશ તરીકે ગયા હતા, અને ૧૯૨૦માં તાહાંથી પાછા ફરી અંતરે સંવત ૧૯૭૯ (તા૦ ૨૧ મી અક્ટોબર ૧૯૨૨)થી મેસરસ ખરશેદજી બમનજીની ફર્મમાં એક ભાગ્યા થયા હતા

એઓના લગન રોજ ૧૭મો માહા ૩જો સને ૧૨૯૨ યઝદે તા૦ ૨૫ મી નવેમબર ૧૯૨૨ને દીને બેહેન દીનબાઈ તે પુનાવાળા સરદાર દસ્તુર ડા૦ કૈકોબાદ આદરબાદ દસ્તુર નોશીરવાનના બેટી સાથે પુનાના ""દસ્તુર હૉલ"માં થયા હતા ફરઝંદ—તેહેમીના જનમ રોજ ૩૦મો માહા ૨જો સને ૧૨૯૩, તા૦ ૯ મી નવેમબર ૧૯૨૩

બરજોરજી કાવશાજી શેઠનાના બીજા ફરઝંદ માનેકબાઈ, જનમ રોજ ૩જો માહા ૩જો સને ૧૨૫૯ યઝદે તા૦ ૧૩ મી નવેમબર ૧૮૯૯, લગન રોજ ૫ મો માહા ૮મો સને ૧૨૯૦ યઝદે તા૦ ૧૩ મી એપ્રીલ ૧૯૨૧ને દીને ભાઈ રૂસતમજી શાવકશા દુબાશ સાથે થયા હતા ફરઝંદ આવાબાઈ, જનમ રોજ ૨૨મો માહા ૭મો સને ૧૨૯૧ તા૦ ૩૦મી મારચ ૧૯૨૨

ભાઇ ખરશેદજી બરજોરજી કાવશાજી શેઠના—જનમ રોજ ૭ મો માહા ૨ જો સને ૧૨૭૧ યઝદે તા૦ ૨૧ મી અક્ટોબર ૧૯૦૧ ને દીને વાહરા ખાતે એઓના મમાવાના બંગલામાં થયો હતો સને ૧૯૧૯ ના સાલમાં મેટ્રીક થઈ, કમરશીયલ કૉલેજમાં હાલ અભયાસ કરે છે

પીરોજબાઇ તે બરજોરજી કાવશાજી શેઠનાના બીજા બેટી જનમ રોજ ૪ થો માહા ૨ જો સને ૧૨૭૩ યઝદે તા૦ ૧૮ મી અક્ટોબર ૧૯૦૩ ને દીને વાહરે એઓના મમાવાના બંગલામાં થયો હતો

મેહેરબાઈ તે બરજોરજી કાવશાજી શેઠનાના સઉથી નાહાના બેટી જનમ આંઆ ૪ થો સને ૧૨૮૦ યઝદે તા૦ ૧૧ મી નવેમબર ૧૯૧૧ દીને શાગબાઈ મધે થયો હતો

ભાઇ ફરામજી હોરમસજી શેઠના—એઓનો જનમ માહે ૪ થો સને ૧૨૪૯ યઝદે તા૦ ૧૭ મી સપટેમબર ૧૮૮૦ ને દીને થયો હતો. સને ૧૮૯૮ મા સેંટ ઝેવયર સ્કુલમાથી મેત્રીક થઈ, એજ કોલેજમા દાખલ થઇ અને ૧૯૦૩ મા બી એ ની પરીક્ષા પસાર કીધી હતી, અને ૧૯૦૪ મા પેહલી એલ એલ બી ની ડીગરી મેળવી હતી અને ૧૯૦૭ મા હાગકાગની મી૦ કાવસજી પાલનજીની કુા મા મદદનીશ તરીકે ગયા હતા, તાહાથી સને ૧૯૦૯ મા પાછા ફરયા હતા મગજની અસ્થીર હાલતને લીધે વરોડાની દીવાનશાળામા રાખેલા છે

## ભાઈ નશરવાનજી હોરમસજી કુવરજી શેઠના

એઓનો જનમ રોજ ૧૦ મો માહા ૩ જો સને ૧૨૫૯ યઝદે તા૦ ૨૬ મી નવેમબર ૧૮૮૯ ને દીને થયો હતો દાદર ખાતેની એન તોર્નાયો ડ સીનવા હાઇ સ્કુલમા પ્રથમની કેળવણી લેઈ, સેંટ ઝેવયર સ્કુલમાથી સને ૧૯૦૨ મા મેત્રીકની પરીક્ષા પસાર કરી એજ કોલેજમા દાખલ થઈ, ૧૯૦૬ ના સાલમા બી એ અને ૧૯૦૮ મા ૨૨ વરસની ઉમરે એમ એ થયા હતા દારામ શેઠના ખાનદાનમા "માસતર ઓફ આરતસ" ની પરીક્ષા ફતેહમદીથી પસાર કરનાર એ ભાઈ પેહેલાજ હતા તે પછી મી૦ વાડયા અને ગાધી સોલીસીટરના શેઠ ફરામજી વાડયાના 'આરતીકલડ કલારક" થઈ, સને ૧૯૧૦ મા એલ એલ બી અને ૧૯૧૨ મા પેહલી કોશેશે સોલીસીટરની પરીક્ષા પસાર કરી હતી મેસરસ રાગવયા નગીનદાસની કુા મા થોડો વખત મદદનીશ સોલીસીટર તરીકે નોકરી કરી, ૧૯૧૫ મા મી૦ બીકનેલ, મેરવાનજી અને શેમરની પેઢીમા જોડાયા, અને તે પેહડી મી૦ પેસતનજી, રૂસતમ અને કોલાની કુા૦ સાથે જોડાયાથી, હાલની મેસરસ મેરવાનજી, કોલાની કુા મા એક ભાગીદાર છે પોતાના ઉચા અગ્રેજી ભાષાના કાબુ સાથે, કાયદાના સવાલો ઝડપથી ઉચકી લેવાની શકતી ઉપરાત વેપારી કજ્યા માટે પોતાના ગ્રાહકો ઉપરાત બીજાઓમા સારો છાપ બેસાડી ચુકા છે

એઓના લગન રોજ ૨૯ મો માહા ૩ જો સને ૧૨૮૨ યઝદે તા૦ ૯ મી ડીસેમબર ૧૯૧૨ ને દીને આપણા શેહેરના જાણીતા હેલ્થ ઓફીસર ડા૦ સોરાબ કાવશજી હોરમસજીના વડા બેટી બેહેન મેહેરબાઈ સાથે થયા હતા

ફ્રરઝંદો—પીરોજબાઈ (રોજ ૨૮ મો માહા ૧૨ મો સને ૧૨૯૦ યઝદે તા૦ ૨ જી સપટેમબર ૧૯૨૧) હોરમસજી (જનમ રોજ ૧૯ મો માહ ૧૨ મો સને ૧૨૯૨ યઝદે તા૦ ૨૫ મી આગષ્ટ ૧૯૨૩)

---

## શેઠ પેસતનજી કુવરજી બમનજી શેઠના.

એઓનો જનમ રોજ ૧૨ મો માહા ૧ લો સને ૧૨૨૮ યઝદે તા૦ ૫ મી અક્ટોબર ૧૮૫૮ ને દીને મુંબઇ મધે થયો હતો પ્રથમ એલફીનસ્ટન સ્કુલમા કેળવણી લેઇ, સને ૧૮૭૪ મા ૧૬ વરસની નહાની વયે મેટ્રીકની પરીક્ષા પસાર કરી, એલફીનસ્ટન કોલેજમા દાખલ થયા હતા, અને ૧૮૭૯ મા બી એ ની પરીક્ષા ફતેહમંદીથી પસાર કરી, તે વેળાના ગવરનર સર રીચરડ ટેમપલને હાથે ગ્રેદ્યુતની સનદ મેળવી હતી મરહુમ શેઠ દારાબ શેઠના કુટુંબમા ગ્રેદયુતની ડીગરી મેળવનાર એઓ શેઠ પેહેલા હતા, જેથી આખા કુટુંબમા ખુશાલી પથરાઈ હતી તે પછી પોતાના વડવાઓની પહેડી મેસરસ ખરશેદજી બમનજીની કુ૦ મા સામેલ થઇ, તા૦ ૨૨ મી મે ૧૮૮૦ ને દીને ઇ૦ "મીરઝાપોર" મા શેઠ કુવરજી રૂસતમજી શેઠનાની સાથે શાગાહાઈ રવાને થયા હતા અને તે પછી તાહાથી ૩) વરસે પાછા ફરી બીજી સફર તા૦ ૨૦ મી ફેબરવારી ૧૮૮૯ ને દીને ઇ૦ "હાલ્મસપીસ" મા પાછા શાગાહાઈની પહેડીના મેનેજર તરીકે ગયા હતા તે દરમ્યાન તાહાની અનજુમનના ટ્રસ્ટી અને પ્રમુખનો ઓહદો ભોગવ્યો હતો

સને ૧૮૯૦ ના નવેમબરમાં (સંવત ૧૯૪૭થી) એઓ શેઠ અને શેઠ એદલજી કાવસજી શેઠનાને મેસરસ ખરશેદજી બમનજીના કુ૦ મા ભાગ્યા કીધા હતા તે પછી ચીનની ત્રીજી સફરે ઇ૦ "કયસર હીન્દ" મા સને ૧૮૯૩ મા હાગકાગ ગયા હતા

હાગકાગ, કનતાન, અને મકાઉના ધરમના ફંડોના એક ટરસ્તી તરીકે ઉપીઓગી કામ બજાવ્યુ હતુ વળી હાગકાગની સરકાર તરફથી સને ૧૮૯૪ મા જે પી તરીકે નેમણુક થઈ હતી

તાહાથી છેલ્લા ૧૮૯૫ મા પાછા ફરી પહેડીનો વહીવટ અત્રેજ ચલાવા લાગા સને ૧૯૦૩મા એઓના પીતાજી શેઠ કુવરજી બમનજીના બેહેશતનશીન થયા પછી એઓ શેઠ પહેડીના કામમા ઘણો active ભાગ લેઇ સંવત

૧૯૭૫ (સને ૧૨૭૪ના અકટોબર)મા બીજા શેઠ ભેગા રીતાયર થયા ત્યારે પેહેડીને સગીન અને આબાદ હાલતમા મુકવાનો જશ અને માન મેળવવાને બીજા ભાગયાવો ભેગા ભાગ્યશાળી થયા હતા

એઓ શેઠ પેહેલીવાર જાપાનની મુસાફરીએ સને ૧૮૮૯ મા મી૦ બાપુજી લાલકાકા સાથે સીધારયા હતા અને બીજીવાર પોતાના ધણીઆની બાઈ હુમાબાઇ સાથે સને ૧૯૦૯મા ગયા હતા

એઓના લગન રોજ ૪થો માહા ૭મો સને ૧૨૪૨ યઝદે તા૦ ૨૩મી મારચ ૧૮૭૩ને દીને બાઈ હુમામાઈ તે શેઠ હોરમસજી નસરોજી દારૂખાનાવાળાના બેટી સાથે થયા હતા બાઈ હુમાબાઇનો જનમ રોજ ૨૭મો માહા ૮મો સને ૧૨૩૧ યઝદે તા૦ ૧૯ મી ડીસેમબર ૧૮૬૧

એઓને તાહા ફરઝંદો ધનજીભાઈ અને પીરોજશાહ, ઉપરાત બીજા ૩) બેટાઓ ફરામરોઝ, બેહેરામ અને રૂસતમ બાળ વયમા ગુજર પામયા હતા

## ડા૦ ધનજીભાઇ પેમતનજી કુવરજી શેઠના

એઓનો જનમ રોજ ૮ મો માહ ૭ મો સને ૧૨૪૭ યઝદે તા૦ ૨૬ મી મારચ ૧૮૭૮ને દીને મુબાઇ મધે થયો હતો સે૨ ઝેવયર સ્કુળમા કેળવણી લેઇ સને ૧૮૯૫મા અલાહાબાદ યુનીવરસીટીની મેત્રીકની પરીક્ષા ચોઠે નબરે પસાર કરી, મેડીકલ કોલેજમા દાખલ થયા હતા સને ૧૮૯૯મા એલ એમ એન્ડ એસ ની ડીગ્રી મી૦ ચારલસ મોરહેડ પ્રાઇઝ મેળવી ફ્નેહમ ડીથી પસાર કીધી હતી અને ગ્રાંટ મેડીકલ કોલેજમાથી Medical Jurisprudence અને Toxicologyમા સુનાનો ચાદ તથા General Proficiencyમા ઈનામ મેળવી, ભવીશના એક ફતેહમદ ડાક્તર તરીકેના અગમચેતી સાથે ધંધો શરૂ કીધો, જેમા એઓએ ઘણી સારી ખ્યાતીસ મેળવી ધોભીતળાવના રસ્તાપર નામચાઈ ગયા ગરીબોને મફત દવા આપવાને હમેશા ઉદાર દીલ બતાવતા હતા

સને ૧૯૦૫મા સર જે જે હોસપીટલમા Honorary Assistant Physician અને ગ્રાંટ મેડીકલ કોલેજમા Medicine ના એક શીક્ષક નેમાયા હતા

સને ૧૯૧૦મા ફરેંચ મેલ ઈ૦ મા પોતાના ધણીયાણી બેહેન શીરીનબાઈજી તથા વડા બેટા બાઈ કુવરજી સાથે યુરોપ ગયા હતા બાઇ કુવરજીના પગને અડચણ હોવાથી, તને વાહાડકાપ કરાવ્યુ અને તે સાથે પોતાનો અભયાસ પણ આગળ વધારવાની ટક હાથ લેવાને ચુકયા નહી લડનની West London Hospital, અને ડબલીનની Victoria Hospital મા મોહા



મરહુમ મેજર ધનજીભાઈ પી. શેઠના,
એમ. ડી, એલ. એમ આર સી. પી આઈ એમ એસ
જેવણે યુરોપની છેલ્લી લડાઇ [દરમ્યાન કોલાબાની વૅાર
હૅાસ્પીટલમા દરદોના સ્પેશીયાલીસ્ટ તરીકે સરકારે નેમ્યા હતા.

મહીના કામ કરી, આયરલેનડની Royal College of Physicians માથી L M R C P ની ડીગ્રી મેળવી, બીજે વરસે અત્રે પાછા ફરયા હતા તાહાથી પાછા ફરયા પછી બાઈ મોટલીબાઇની હોસપીટલના સ્ટાફ પર Honorary Surgeon નેમાયા હતા

સને ૧૯૧૪ મા મુબઈ યુનીવરસીટીની M D નો ડીગ્રી મેળવવાને ભાગ્યશાળી થયા હતા

યુરોપની મોટી લડાઈ દરમ્યાન Captain ની પદવી સાથે Indian Medical Service મા Honorary Commission મળ્યુ હતુ, અને કોલાબાની વોર હોસપીટલના સ્ટાફ પર એઓની નેમણુક થઇ હતી, અને ૧૯૧૯ના નવેમબરમા Eye Specialist, Bombay Brigade નેમાયા હતા ૧૯૨૦ મા Major ની પદવી મેળવવાને ભાગ્યશાળી થયા હતા, જે ઓધ્ધો લડાઈનો હીગામ પુરો થયા પછી પણ એવોને વાપરવાની ખાસ પરવાનગી મલી હતી

આખના દરદનો ખાસ અભ્યાસ કરી, તેને પોતાની Special Subject બનાવી, મી૦ પીટીટ તથા Hindoo Merchants Infirmary ના Eye Specialist ઉપરાત, મુબઈના ટેક્સી ડરાઈવરની આખની તપાસ લેવાને પોલીસ કમીશનરે ખાસ નેમ્યા હતા

Freemasonry ના શોખીન હતા સને ૧૯૦૩ મા "રાઈઝીંગ સ્ટાર" લોજમાં પેહેલા દાખલ થયા હતા, અને ૧૯૧૩ મા "માસ્તર" ની ખુરશી પર બેઠા હતા, અને Grand Lodge of all Scottish Freemasonary in India ના Grand Senior Deacon નો ઓધ્ધો ભોગવતા હતા

એઓના લગન રોજ ૧૫ મો માહા ૭ મો સને ૧૨૭૦ યઝદે. તા૦ ૨૮ મી મારચ ૧૯૦૧ ને દીને બેહેન ભીખાઈજી તે મરહુમ શેઠ ફરામરોઝ અરદેશર ચીનાઇના દીકરી સાથે થયા હતા બેહેન ભીખાઈજીનો જનમ રોજ ૧૫ મો માહા ૧૧ મો ૧૨૫૦ યઝદે તા૦ ૩૦ મી જુલાઈ ૧૮૮૧ ફરઝંદો—માનેકબાઇ, કુવરજી, હોરમસજી, અને માનેક બાઈ

ભાઇ ધનજીભાઈનુ મરણ ઘણા દુખદાયક સજોગ વચે રોજ ૧૩ મો માહા ૯ મો સને ૧૨૯૨ યઝદે તા૦ ૨૦ મી મે ૧૯૨૩ ને દીને નીપજ્યુ હતુ તા૦ ૨૧ મી મેની સવારે પોતાના કુટુબ સાથે માથેરાન જવાના હતા એક દીન અગાઉ પોતાની પેટીઓ ગોઠવવાને છેક મોડી રાત સુધી રોકાયા હતા, પાછલી રાતે છાતીમાં દુખારો થઇ આવી, ગાફરો આવ્યા અને બોલ બોલતા છાતીના ધપકારા

બંધ પડવાથી ગુજર પામ્યા હતા એક કીરતીવંત, ઝળકતી કારકીર્દીને ઓચીંતો અંત આવ્યો હતો એઓના મોહોતથી આખા કુટુંબમાં અને સુખ્યાબંધ મીત્રોમાં ભારે દલગીરી ફેલાઈ હતી. એઓની પાયદસ્તે સેહજદો વાને પુશકળ લોક જમા થયું હતું

એઓના ઉથમણામાં રૂ ૩૨૪૦૦)ની રકમ ભરાઇ હતી તે મધેથી એઓના માતાજી તથા પીતાજીએ રૂ ૨૫૦૦૦) ગરીબ પારસીઓ માટે બ્લૉક બાંધવા, તથા બાકીના રૂ ૭૪૦૦) જુદા જુદા ધરમખાતામાં આપવામાં આવ્યા હતા



તા૦ ૨૨ મી મે ૧૯૨૩ના જામે જમશેદમાં નીચલી નોંધ છપાઇ હતી —

જણાવવાને અમોને ભારે દલગીરી ઉપજે છે કે આપણા શેહેરના જાણીતા સરજ્યન મેજર ધનજીશાહ પેસતનજી શેઠના ગઇ કાલે સવારના પરોઢીયામાં હારટ ફેલ્યોરથી ગુજર પામયા છે મરહુમે મુંબઇની એમ ડી ની ડીગ્રી મેળવી હતી, અને આંખના સ્પેશયાલીસ્ટ તરીકે પ્રખ્યાત હતા તેવણને મેજરની પદવી બક્ષવામાં આવી હતી તેવણે એલ એમ આર સી પી ની ડીગ્રી મેળવી હતી, અને ઈન્ડયન મેડીકલ સરવીસમાં જોડાયા હતા તેવણ પોતાના ખુશ મીજાજી સ્વભાવથી સવ ળાઓમાં ઘણા લોકપ્રીય થઇ પડયા હતા, અને પોતાની આસપાસ એક બહોળુ મીત્ર મંડળ ઉભું કરયું હતું આવા એક ઝળકતી કારકીરદીવાળા જવાન જરથોસ્તી તબીબના આવા અકાળ મરણથી સરવેમાં મોટી દલગીરી ફેલાઈ રેહી છે, અને મરહુમના કુટુંબ તરફ અમો અમારી સંપુરણ દીલસોજી જાહેર કરયે છીએ

તા૦ ૨૭ મી મે ૧૯૨૩ના કયસરે હીન્દમાં નીચલી નોંધ લેવાઈ હતી —

"છાપરીયા શેઠોના પુરાણા કુટુંબનો એક ૪૫ વરસનો ભર જુવાન ચેરાગ ઓચીંતો બુજાઈ ગયો છે, તેની નોંધ લેતા ઉદાસી ઉપજે છે એક સાદા અને અતી મીલનસાર સ્વભાવનો શક અને શુધો ગ્રહસ્થ, અને મીઠો મીત્ર આટલી જવાન વયમાં ચાલ્યો ગયો છે તેથી કોણને દુખ ન ઉપજે ।

ડા૦ ધનજીભાઈ શેઠનાએ મુંબાઈની એમ ડી ની પરીક્ષા પસાર કરી, પોતાની પ્રેક્તીસ બોહોળા પાયા ઉપર માડી દીધી હતી, અને પાછળથી આખના એક તબીબ તરીકે સેવા કરવાને બીડુ ઝડપ્યુ હતુ. તેવણે એવ આર સી પી ની ડીગ્રી મેળવી, અને લડાઇના વખતમા પોતાની સેવા સરકારને અરપણ કરી, આખના એક એક્ષપર્ટ તરીકે લશકરી સતાવાળાઓને મોટો સતોષ આપીને "મેજર" ની પદવી મેળવી હતી તેવણની શરૂઆતની કેળવણી ઉલતમદ હતી, અને મેટ્રીકની પરીક્ષા તેવણે પેહેલે નબરે પસાર કરી, પછીની હરેક પરીક્ષાઓ માન સાથે ઝડપથી પસાર કરી હતી. છ (દસ) વરસની વાત ઉપર તેમની એક ૧૦ વરસની છોકરી માત્ર રમતા રમતા પોતાની માના ખોલામા ઓચીતો પ્રાણ મેલીને ઉડી ગઈ, તેનો આએ સપીક્ષા જોડાએ ઘણો ગમ શખ્યો હતો તેવાજ ઓચીતા અને કમનશીબ મોતે એક ઝડપે ડા૦ શેઠનાનો પ્રાણ લેઇ લીધો છે

છાપરીયા શેઠ કુવરજી "મહારાજ"ના એક બેટા શેઠ પેસતનજી ડા૦ ધનજીભાઈ વડા દીકરા હતા તેવણે તબીબી ધધો અખત્યાર કરયો, કે જ્યારે તેમના બીજા નાના ભાઈ જાણીતી ખરશેદજી બમનજીની પુરાણી પેઢીમા એક ભાગીદાર છે ડા૦ શેઠના પોતા પાછળ બે દીકરા અને એક દીકરી તથા એક જવાન વીધવા અને મા બાપને મોટો ગમ કરતા મેળી ગયા છે છાપરીયા શેઠોનુ કુટુંબ આવા જવાન મોતોથી સદા નીરાલુ હતુ એ કુટુબ લાબા અને સુખી આવરદા માટે જાણીતુ હતુ તેઓની વચ્ચેથી ડા૦ ધનજીભાઇ ઘણો જવાન વયે ઉંચકાઈ ગયો છે, તે ગમ એ ઓહોળુ કુટુબ ઘણી ઉદાસી સાથે સદા હઈયે રાખશે આપણા નરમ જીગર તેઓ તરફ ખુદરતી દીલસોજી લેઈ જાય છે। ડા૦ શેઠના પારસી જીમખાના અને "ઓરીયટ ક્લબ"નો એક રોજીંદો હાજર મીત્ર હતો પોતા પાછળ મોટુ મીત્ર મડળ શોક કરતુ મેલી જાય છે તેમના અશો રૂહને સદાની શાતી હોજો।"

બેહેન માણેકબાઈ તે મરહુમ ડા૦ ધનજીભાઈની વડી બેટી જનમ રોજ ૫ મો માહા ૧ લો સને ૧૨૭૨, તા૦ ૧૯ મી સપટેમબર ૧૯૦૨ એ બેટીનુ મરણ ઘણા ગમખાર બનાવ વચે થયુ હતું તા૦ ૩૦ મી સપટેમબર ૧૯૧૩ રોજ ૧૯ મો માહા ૧ લો યઝદે સને ૧૨૮૩ ને દીને સવારના ઉઠી પીવાનુ પાણી માગ્યુ, પણ તે પીતાંજ પોતાની ડોક નાખી દીધી, અને ૧૧ વરસની કોમળ વયે એ બાળક સદાનું ગુમ થઇ ગયું. જેનો ગમ એના મુરબીઓને જુલકાળ લાગો હતો

બાઈ કુંવરજી તે મરહુમ ડા૦ ધનજીભાઇના વડા બેટા, જનમ રોજ ૧૩ મો માહા ૩ જો સને ૧૨૭૪, તા૦ ૨૫ મી નવેમબર ૧૯૦૪. એઓએ સને ૧૯૨૨મા મેટ્રીકની પરીક્ષા પસાર કરી, આએ વરસમા Inter ની પરીક્ષામા બેઠા છે અંગ્રેજી તેમજ લેટીન ભાષાપર અચ્છો કાબુ ધરાવે છે, જેથી ભવીશમા એક સારી આશા આપનારા જુવાન તરીકે ખીલી નીકળવાની નીશાનીઓ જણાય છે

ભાઈ હોરમસજી તે મરહુમ ડા૦ ધનજીભાઇના બીજા બેટા, જનમ રોજ ૬ થો માહા ૪ થો સને ૧૨૭૫, તા૦ ૧૮ મી ડીસેમબર ૧૯૦૫ ૧૯૨૩મા મેટ્રીક થઇ હાલ સેંટ ઝેવીઅર કોલેજમા આગળ અભયાસ કરે છે, અને હમન સુધીમા એક અચ્છા Cartoonist તરીકે પુરવાર થયા છે

બેહેન માણેકબાઈ તે મરહુમ ડા૦ ધનજીભાઇનુ છેલ્લુ ફરઝંદ, જનમ ગાઠો ૧ લો સને ૧૨૮૨, તા૦ ૭ મી સપટેમબર ૧૯૧૩

**ભાઈ પીરોજશા પેસતનજી કુંવરજી શેઠના**—એઓનો જનમ રોજ ૨૭ મો માહા ૧૨ મો સને ૧૨૫૪ યઝદે તા૦ ૯ મી સપટેમબર ૧૮૮૫ ને દીને થયો હતો ઝેવયર સ્કુલમા કેળવણી લેઈ સને ૧૯૦૨ મા મેટ્રીકની પરીક્ષા પસાર કીધી હતી સને ૧૯૦૪ મા પી ઇ અને ૧૯૦૫મા ઇનટરની પરીક્ષાઓ ફતેહમદીથી પસાર કીધી હતી તા૦ ૯ મી ડીસેમબર ૧૯૦૫ ને દીને ઈં "ઓશીઆના" મા પોતાના વડવાઓની શાગહાઇની પેહેડી ઉપર રવાને થયા હતા, અને તે સફરનો દોઢ વરસ મેનેજર તરીકે કામ બજાવી, સને ૧૯૧૦ ના મુબાઈ પાછા ફરી, અત્રેની મેસરસ ખરશેદજી બમનજીની કંપની મા મહીનટ કરતા હતા. સવત ૧૯૭૫ (તા૦ ૪ થી નવેમબર ૧૯૧૮) થી એ પેહેડીમા એક ભાગ્યા થયા હતા, અને તે સાથનો સબધ હજુર ચાલુ રહયો છે સને ૧૯૧૦ મા જેપાનની મુસાફરી કરી આવ્યા હતા.

એઓના લગન રોજ આવા માહા ખોરદાદ સને ૧૨૮૫ તા૦ ૨૦ મી નવેમબર ૧૯૧૫ ન દીને બેહેન બાનુબાઈ તે ડા૦ અરદેશર ધનજી ભાઇ કનત્રાકટરની બેટી સાથે થયા હતા ફરઝંદો—બમનજી (જનમ રોજ ૧૦ મો માહા ૧૦ મો સને ૧૨૮૬ યઝદે તા૦ ૧૭ મી જુન ૧૯૧૭), સોરાબજી (જનમ ગાથો ૩ જો સને ૧૨૮૮ યઝદે તા૦ ૮ મી સપટેમબર ૧૯૧૯), અને મહેરબાઈ (જનમ રોજ ૧૯ મો માહા ૧૨ મો સને ૧૨૯૧ યઝદે તા૦ ૨૪ મી આગશટ ૧૯૨૨ )

શેઠ **બમનજી કુંવરજી શેઠના**—મરહુમ શેઠ કુંવરજી બમનજીના સઉથી નહાના બેટા, જનમ રોજ ૨૯ મો માહા ૧ લો સને ૧૨૩૫

યઝદે. તા૦ ૨૧ મી અકટોબર ૧૮૯૫ તા૦ ૨૮ મી અકટોબર ૧૮૯૬ ને દીને ઈ૦ "કયસર હીન્દ" મા શેઠ ફરામજી ધનજીભાઈ શેઠના અને બરજોરજી કાવસજી શેઠના સાથે શાગહાઈની એઓના બાપદાદાની પેહેડી ઉપર રવાને થયા હતા, અને તાહા ૪ )વરસ ગુજારી, સને ૧૯૦૦ મા અત્રે પાછા ફરયા હતાં હાલ એકાત જીદગી ગુજારે છે સને ૧૯૦૦ મા ચીનથી પાછા ફરતા, જેપાનની સેહેલગાહ પણ કરી આવ્યા હતા.

**શેઠ કુંવરજી બમનજી શેઠનાની ચાર દીકરીઓ**—(જુઓ તખતી ન ૪) બાઈઓ મેહેરબાઈ, અને શીરીનબાઇ, દીનબાઈ તથા પીરોજાબાઇ

બાઇ મેહેરબાઇનો જનમ રોજ ૬ ઠો માહા ૧૧ મો સને ૧૨૦૯ યઝદે તા૦ ૩૧ મી જુલાઈ ૧૮૪૦ ને દીન થયો હતો નહાની ઉમરે શેઠ બમનજી મનચેરજી ગગરાટના બેટા શેઠ મનચેરજી બમનજી ગગરાટ સાથે શેહાદી થઈ હતી એઓને તાહા ફરજંદો—કુવરબાઈ, બચુબાઇ, નવાજબાઈ, બમનજી, અરદેશર, દીનશાજી અને આવાબાઇ બાઈ મેહેરબાઈનુ મરણ રોજ ૧૪ મો માહા ૫ ઠો સને ૧૨૭૫ યઝદે. તા૦ ૨૪ મી ફેબરવારી ૧૯૦૫ ને દીને નીપજ્યુ હતુ એઓની જીદગીનો મોટો ભાગ ચાહુ માદગીથી હેરાન થતા હતા, તે છતા ઘણાજ ધીરજવત, હીમતવાન બાઈ હતા. દીલના ઉદાર અને પોતાના બહોળા કુટુબને ઘણી સભાળથી, અને માયાથી ઉછેરતા હતા નાદરૂસ્ત તબીઅત છતા ઘેરનો કારોબાર અચ્છી રીતે ચલાવતા હતા એઓના સસરા મરહુમ શેઠ બમનજી મનચેરજી ગગરાટે બહારકોટ મોટા મોહોલામા એક નવુ ઘેર બધાવ્યુ, ત્યારે કોમના મોટા લોકો વગેરેનુ મોટુ જમણ તા૦ ૧૩ મી મારચ ૧૮૬૩ ને દીને કીધુ હતુ, ત્યારે મરહુમ બાઈ મેહેરબાઇએ તે વેલાના રીવાજ મુજબ પરોણાઓની અચ્છી પરોણાગત કીધી હતી એઓના ખાવીદ શેઠ મનચેરજી બમનજી ગગરાટ (જનમ રોજ ૨૦ મો માહા ૧૦ મો સને ૧૨૦૫ યઝદે તા૦ ૧૬ મી જુલાઇ ૧૮૩૬) પ્રથમ એલફીનસ્ટન સ્કુલમા એક શીક્ષક તરીકે જોડાયા હતા, અને તાહા એક વરસ નોકરી પછી, એઓની બદલી ગોકળદાસ તેજપાળ સ્કુલમા થઈ હતી જયાથી સને ૧૮૩૫ ના સાલમાં હાઈ કોરટના

ગાનસલેશન ખાતામા જોડાયા હતા, અને રફતે રફતે વધતા રેહી, પોતાની જાતી બાહોશી, અને કુનેહથી તા૦ ૧૫ મી ડીસેમબર ૧૮૯૩ ને દીને વડા દુભાશીયા (Chief-Translator) ના મોટા ઓહદા પર નેમણુક થઈ હતી મરાઠી અને હીન્દુસ્થાની ભાશાનુ સારૂ ગ્નાન હેતુ, તે ઉપરાત મોટી ઉમરે પારી ભાશાનો પણ ચાલુ અભયાસ કીધો હતો હાઈ કોરટમા ઘણા મોટા કજીયામા એઓને દુભાસીયા તરીકે લાવવાને જડજ તેટલાજ વકીલ બેરીસ્ટરો ખટી હતા, અને જયારે ૧૯૦૦ ના સાલમા વરસની બાધ મુજબ એ ઓહદો છોડયો, ત્યારે હાઇકોરટના જડજો અને ધારાના હીમાયતીઓએ એઓની ભારે સ્તુતી કરી હતી, અને નામદાર ચીફ જસટીસ સર લોરેનસ જેનકીનસે કોરટમા ઘણી પ્રસસા કરી હતી એ ઓહદો છોડયા પછી પણ ધારાના હીમાયતીઓ ઘણા ગુચવન ભરેલા લખાણ માટે એઓની મદદ માગવાને ચાલુ રાખ્યુ હતુ, તે એટલા વટીક જે ખરૂ કહીએ તો મરણની છેલી ઘડી સુધી પોતાનુ કામ આટોપતા માહોત આવ્યુ હતુ મરણની ૮ દીન અગાઉ તે વેળાના નામાકીત બેરીસ્ટર મી લાઉનડશે એક ગુચવણ ભરેલી બાબદનો તરજુમો કરવા એઓને ખાસ કોરટમા બોલાવ્યા, અને તાહાંજ આરબીત્રેતર શેઠ હોરમજજી દાદાભાઇ જડજની હજુરમા જણો વીચાર કરતા, ભેજાની એક જીની નસ ટુટી જવાથી બેહોશ થઈ ગયા તરતજ એઓના વડા બેટા ભાઈ બમનજીને તેઓની ઓફીસમાથી બોલાવી મ ગાવ્યા, અને તેઓ એ નેક મુરબીને ઘેરે લેઈ જઇ નહાના બેટા ડા૦ દીનશા, અને બીજા બાહોશ તબીબોની ગમે એટલી સારવાર અને ઉપાય છેતા રોજ ૧૦ મો માહ ૫ મો સને ૧૨૭૩ યઝદે તા૦ ૨૨ મી જાનેવારી ૧૯૦૪ ને દીને ૫૮) વરસની ઉમરે સરવેની ભારે દલગીરી વચે બેહેશતનશીન થયા હતા મરહુમ અતી ઘણા ધીરજવાળા, ઘણાજ સાદા, પરોપકારી ગ્રહસ્થ હતા.

બાઇ મહેરબાઈ મનચેરજી અગરાટના વડા બેટા ભાઈ બમનજી મનચેરજી અગરાટ, જનમ રોજ ૫ મો માહ ૧૧ મો ૧૨૩૬ યઝદે તા૦ ૨૪ મી જુલાઇ ૧૮૬૭ એલફીન્સટન હાઇ સ્કુલમા કેળવણી લેઈ, સને ૧૮૮૫ મા મેત્રીક પસાર કીધી હતી ૧૮૮૬ મા મી કરાફરડ, બરડર, બેલી અને બકલેનડ (સોલીસીટરો) ની ઓફીસમા રૂ ૪૦) ના પગારે નોકરીએ રેહા અને પોતાની જાતી બાહોશીથી આગળ વધી, આજની ઘડી સુધી એજ ઓફીસમા મેનેજીગ કલારકનો ઓહદો મોટા પગારે ભોગવે છે ૩૭) વરસના કાયદા સબંધી મળેલા અનુભવથી એ અગ્રેજ વકીલો એઓનો આભાર ભુલતા નથી

મરહુમ મી૦ લેસલી કરાફરદનાં એવા અગત મદદનીશ હતાં અને એ ભલા નોપીવાળા ભાઈ બમનજીની નોકરીની કદર બુજવાને પછાત પડતા હતા નહી

એઓના લગન મરહુમ શેઠ કાવશજી પાલનજી શેઠનાના વડા બેટી બાઈ કુવરબાઈના નાહુના બેટી બાઈ બાનુબાઈ શાપુરજી બમનજી મીસતરી સાથે રોજ ૧૧ મો માહા ૪ થો સને ૧૨૫૭ યઝદે તા૦ ૨૭ મી ડીસેમબર ૧૮૮૭ ને દીને થયાં હતા ફરજંદ—રોહાબે જનમ રોજ ૧૮ મો માહા ૫ મો સને ૧૨૬૦ યઝદે તા૦ ૧ લી ફેબરવારી ૧૮૯૧

**ભાઈ અરદેશર સનચેરજી બમનજી મગરાટ,** જનમ રોજ ૨૮ મો માહા ૪ થો સને ૧૨૪૧ યઝદે તા૦ ૧૭ મી જાનેવારી ૧૮૭૨ શેઠ ગોકલદાસ તેજપાલ તથા એલફીન્સતન સ્કુલમાં મેત્રીક સુધીની કેળલણી લેઈ, તેકનીકલ કોલેજમા જોડાઈ, L M E ની ડીગ્રી સને ૧૮૯૪ મા મેળવી હતી, અને ઈજનેરી લાઇનમા કુશળતા મેળવી, મુબઈ ઉપરાત બહાર ગામોની મીલો, જીનો, ફેકતરી વગેરે કારખાનાઓ ચલાવી, પેહેલા નમબરના ઇજનેર પુરવાર થયા છે હાલ તાતા કુા હસ્તકની પોરબદર ખાતે આવેલી ઇનડયન સીમેન્ટ કુા ની મીલના ઇજનેરનો ઓધ્ધો ભોગવે છે

એઓના લગન રોજ ૨૨ મો માહા ૯ મો સને ૧૨૬૯ યઝદે તા૦ ૩ જી જુન ૧૯૦૦ને દીને શેઠ સોરાબજી ધનજીભાઇ શેઠનાના વડા બેટી બેહેન પીરોજબાઈ સાથે થયા હતા ફરજંદે—રૂસતમજી, જનમ રોજ ૨ થો માહા ૮ મો સને ૧૨૬૯ યઝદે તા૦ ૧૮ મી એપરેલ ૧૯૦૦ ન્યુ હાઈ સ્કુલમા કેળવણી લેઇ, સને ૧૯૧૭મા મેત્રીક થઈ, સને ૧૯૨૦માં વીલસન કોલેજમાથી બી. એ ની ડીગ્રી મેળવવાને ફતેહમદ થયા હતા, અને હાલ મી૦ કરાફરદ કુા. માં "આરતીકલદ કલારક" છે અગ્રેજી ભાસાનો અચ્છો કાબુ ધરાવે છે, અને સારી આશા આપનાર સોલીસીતર થવાની આગાહી દીસે છે

બીજા બેટા ભાઈ મીનોચેહેર જનમ રોજ ૧૧ મો માહા ૫ મો સને ૧૨૭૪ યઝદે તા૦ ૨૨ મી જાનેવારી ૧૯૦૫ ત્રીજા બેટા ભાઇ ધનજીભાઈ, જનમ રોજ ૭ મો માહા ૫ મો સને ૧૨૭૬ યઝદે તા૦ ૧૮ મી જાનેવારી ૧૯૦૭

ભાઇ અરદેશરના તાહા ૭ બેટીઓ—ડીનબાઈ (જનમ રોજ ૬ થો માહા ૧૨ મો સને ૧૨૭૦ યઝદે તા૦ ૧૬ મી આગસટ ૧૯૦૧ લગન

રોજ ૨૯ મો માહા ૭ મો સને ૧૨૮૯ તા૦ ૬ થી એપરેલ ૧૯૨૦ને દીને ભાઈ રૂસતમજી પીરોજશા દમરી સાથે થયા હતા) ફ્રજદ—જુચો શાપુરજી, મેહેરબાઈ (જનમ રોજ ૧૧ મો માહા ૧૦ મો સને ૧૨૭૨ તા૦ ૨૧ મી જુન ૧૯૦૩, લગન રોજ ૧૨ મો માહા ૯ મો ૧૨૯૧ તા૦ ૧૯ મી મે ૧૯૨૨ને દીને ભાઇ મીનોચેહેર અરદેશર દુબાશ સાથે થયા હતા), ગુલબાઇ (જનમ રોજ ૮ મો માહા ૯ મો ૧૨૭૯ તા૦ ૧૮ મી મે ૧૯૧૦, શીરીનબાઇ (જનમ રોજ ૫ મો માહા ૨ જો ૧૨૮૫ તા૦ ૧૫ મી અકટોબર ૧૯૧૫), નવાજબાઈ (જનમ રોજ ૬ ઠો માહા ૭ મો ૧૨૮૭ તા૦ ૧૫ મી માર્ચ ૧૯૧૮), બાનુબાઇ (જનમ રોજ ૨૦ મો માહા ૧૨ મો ૧૨૯૦ તા૦ ૨૫ મી આગસ્ટ ૧૯૨૧), અને માનેકજી (જનમ રોજ ૧૯ મો માહા ૪ થો સને ૧૨૯૩ યઝદે તા૦ ૨૭ મી ડીસેમબર ૧૯૨૩)

બાઇ મેહેરબાઈ મનચેરજી બમનજી ગગરાટના ત્રીજા બેટા ભાઇ દીનશાજીનો જનમ રોજ ૨ જો માહા ૯ મો સને ૧૨૪૪ યઝદે તા૦ ૧૦ મી મે ૧૮૭૫ ને દીને થયો હતો ફ્રીરટ હાઈ સ્કુલમાં કેળવણી લેઇ, સને ૧૮૯૨માં મેત્રીક થઇ, ગ્રાંટ મેડીકલ કોલેજમા દાખલ થયા હતા સને ૧૯૦૦માં એલ એમ એન્ડ એસ ની પરીક્ષા ફતેહમદીથી પસાર કરી, હાલ તબીબી ધંધો ફતેહમદીથી ચલાવે છે સને ૧૯૧૨ મા યુરોપની મુસાફરી કરી, પોતાના જ્ઞાનમા વધારો કરવાની તક લીધી હતી મેડીકલ યુનીયનના ચેરમેનનો માન ભરેલો ઓહદો હાલ ભોગવે છે ઈનડીયન મેડીકલ સરવીસમાં હીંદીઓને એક સરખા હક માટે એઓએ ઘણુ વજનદાર ભાશણ કીધુ હતુ

બાઇ મેહેરબાઇ મનચેરજી ગગરાટના વડા બેટી બેહેન કુવરબાઈ, જનમ રોજ ૩૦ મો માહા ૮ મો સને ૧૨૨૭ યઝદે તા૦ ૨૨ મી મે ૧૮૫૮ ને દીને થયો હતો લગન રોજ ૨૯ મો માહા ૮ મો સને ૧૨૪૧ યઝદે તા૦ ૧૭ મી મે ૧૮૭૨ ને દીને શેઠ ખોદાદાદ બમનજી ઈરાની સાથે થયા હતા શેઠ ખોદાદાદનુ મરણ રોજ ૨૪ મો માહા ૯ મો સને ૧૨૭૧ યઝદે તા૦ ૫ મી જુન ૧૯૦૨ ને દીને નીપજયુ હતુ ફરજંદો—ગુલબાઈ (જનમ રોજ ૨૦ મો માહા ૧ લો સને ૧૨૪૮ યઝદે તા૦ ૯ મી અકટોબર ૧૮૭૮, લગન રોજ મો માહા મો સને ૧૨ યઝદે તા૦ ને દીને શેઠ અરદેશર ફરામજી દુબાશની સાથે થયા હતા મરણ રોજ ૧૬ મો માહા ૧૦ મો સને ૧૨૭૧ યઝદે. તા૦ ૨૭ મી જુન ૧૯૦૨ ને દીને નીપજયુ હતુ), શેહેરા (જનમ રોજ

૫ મો માહા ૧૨ મો સને ૧૨૫૨ યઝદે તા૦ ૧૯ મી આગસ્ટ ૧૮૮૩, લગન રોજ ૧૯ મો માહા ૧૦ મો સને ૧૨૭૫ યઝદે તા૦ ૨૯ મી જુન ૧૯૦૬ ને દીને શેઠ જાગીર મનચેરજી કામા સાથે થયા હતા) મની (જનમ રોજ ૧૯ મો માહા ૧ લો સને ૧૨૫૮ યઝદે તા૦ ૨ જી અકટોબર ૧૮૮૮, લગન રોજ ૮ મો માહા ૩ જો સને ૧૨૮૧ યઝદે તા૦ ૧૯ મી નવેમબર ૧૯૧૧ ને દીને શેઠ પેસતનજી અરદેશર વાડયા સાથે થયા હતા), બમનજી (જનમ રોજ ૯ થો માહા ૩ જો સને ૧૨૬૦ યઝદે તા૦ ૨૧ મી નવેમબર ૧૮૯૦ મરણ રોજ ૭ મો માહા ૭ મો સને ૧૨૭૪ યઝદે તા૦ ૧૯ મી મારચ ૧૯૦૫)

બેહેન બચુબાઈ તે મરહુમ બાઇ મેહેરબાઈ મનચેરજી ગગરાટના બીજા બેટી, જનમ રોજ ૨૧ મો માહા ૪ થો સને ૧૨૩૧ યઝદે તા૦ ૧૨ મી જાનેવારી ૧૮૬૨, લગન રોજ ૧૩ મો માહા ૫ મો સને ૧૨૪૫ યઝદે તા૦ ૩૧ મી જાનેવારી ૧૮૭૬ને દીને શેઠ શાપુરજી સોરાબજી કુબાથ સાથે થયા હતા ફરઝંદો—હોરમજજી (જનમ રોજ મો માહા મો સને યઝદે તા૦ ૧૮, મરણ રોજ ૨ જો માહા ૧૧ મો સને ૧૨૬૬ યઝદે તા૦ ૧૩ મી જુલાઇ ૧૮૯૭), બરજોરજી (જનમ રોજ ૧૯ મો માહા ૧૦ મો સને ૧૨૫૨ યઝદે તા૦ ૧ લી જુલાઇ ૧૮૮૩ લગન રોજ ૨૩ મો માહા ૯ થો સને ૧૨૮૭ યઝદે તા૦ ૨ જી મારચ ૧૯૧૮ ને દીને બેહેન શીરીનબાઇ બરજોરજી બીલીમોરયા સાથે થયા હતા); શીરીનબાઈ (જનમ રોજ ૧૯ મો માહા ૭ મો સને ૧૨૬૩ યઝદે તા૦ ૩૦ મી મારચ ૧૮૯૪), લગન રોજ ૩૦ મો માહા ૫ મો સને ૧૨૭૭ યઝદે તા૦ ૧૦ મી ફેબરવારી ૧૯૦૮ ને દીને શેઠ બમનજી રૂશતમજી પરેલવાળા સાથે થયા હતા), પીરોજશા (જનમ રોજ ૧૫ મો માહા ૩ જો સને ૧૨૫૬ યઝદે તા૦ ૧ લી ડીસેમબર ૧૮૮૬, લગન રોજ ૨૧ મો માહા ૪ થો સને ૧૨૮૫ યઝદે તા૦ ૩૧ મી ડીસેમબર ૧૯૧૫ ને દીને બેહેન મેહેરબાઈ સોરાબજી લીલાઉવાળા સાથે થયા હતા), સોરાબજી (જનમ રોજ ૨૧ મો માહા ૭ મો સને ૧૨૭૨ યઝદે તા૦ ૩ જી એપરેલ ૧૯૦૩) બેહેન બચુબાઇ ઘણી લાબી માંદગી ભોગવી રોજ ૧૮ મો માહા ૪ થો સને ૧૨૯૦ યઝદે તા૦ ૨૯ મી ડીસેમબર ૧૯૨૦ ને દીને ૫૮) વરસની ઉમરે ગુજર પામયા હતા

બેહેન નવાજબાઈ તે મરહુમ બાઈ મેહેરબાઇ મનચેરજી ગગરાટના ત્રીજા બેટી, જનમ રોજ ૧ લો માહા ૩ જો સને ૧૨૩૪ યઝદે તા૦ ૨૨ મી નવેમબર ૧૮૬૪, લગન રોજ ૧૮ મો માહા ૧ લો સને ૧૨૫૧

૧૦

યઝદે તા૦ ૯ થી અકટોબર ૧૮૮૧ ને દીને શેઠ હીરજીભાઇ હોરમજજી દારૂખાનાવાળા સાથે થયા હતા શેઠ હીરજીભાઇનુ મરણ રોજ ૧૫ મો માહા ૧૦ મો સને ૧૨૫૪ યઝદે તા૦ ૩૦ મી જુન ૧૮૮૫ ને દીને ઘણી જુવાન વયે નીપજ્યુ હતુ એ શેઠ ઘણા માયાળુ, ભલા અને ઉમદા ખશાલના હતા બેહેન નવાજબાઈ રોજ ૨૩ મો માહા ૭ મો સને ૧૨૮૭ યઝદે તા૦ ૧ લી એપરેલ ૧૯૧૮ ને દીને ૫૩ વરસની ઉમરે બેહેશતનશીન થયા હતા ફરઝંદ - બેહેન દીનબાઈ જનમ રોજ ૭ મો માહા ૯ મો સને ૧૨૫૩ યઝદે તા૦ ૨૨ મી મે ૧૮૮૪. લગન રોજ ૨૩ મો માહા ૯ મો સને ૧૨૭૩ યઝદે તા૦ ૩ જી જુન ૧૯૦૪ ને દીને શેઠ ભીમજી ખરશેદજી કુવરજી મોદી સાથે થયા હતા

મરહુમ બાઈ મેહેરબાઈ મનચેરજી ગગરાટની સઉથી નહાના બેટી બેહેન આવાબાઈ જનમ રોજ ૨૦ મો માહા ૧૧ મો સને ૧૨૪૭ યઝદે તા૦ ૫ મી આગસ્ટ ૧૮૭૮ ને દીને થયો હતો લગન રોજ ૧૮ મો માહા ૫ મો સને ૧૨૭૮ યઝદે તા૦ ૨૮ મી જાનેવારી ૧૯૦૯ ને દીને શેઠ ફરામરોઝ બમનજી શેઠના સાથે થયા હતા

મરહુમ શેઠ કુવરજી બમનજી શેઠનાના બીજા બેટી બાઈ શીરીનબાઇ જનમ રોજ ૧૨ મો માહા ૪ થો સને ૧૨૩૧ યઝદે તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૬૨, લગન રોજ ૧૫ મો માહા ૮ મો સને ૧૨૫૧ યઝદે તા૦ ૧ લી મે ૧૮૮૨ને દીને શેઠ અરદેશર મેહેરજીભાઇ બાપુજી વીકાજી સાથે થયા હતા ૩૫) વરસની ભર જુવાન વયે રોજ ૨૩ મો માહા ૮ મો સને ૧૨૬૬ યઝદે તા૦ ૫ મી મે ૧૮૯૭ ને દીને ગુલબરગા મધે બેહેશતનશીન થયા હતા, પણ તયા દખમાની સગવદ નહી હોવાથી, શોલાપુર લાવી તયાના દખમામા રૂવાન ચઢાવ્યુ હતુ એઓના ઉઠમણામા રૂ ૭૭૫) જુદા જુદા ધરમખાતાઓમા આપ્યા હતા ફરઝંદો –દીનબાઇ, (જનમ રોજ ૨૮ મો માહા ૧ લો સને ૧૨૫૩ યઝદે તા૦ ૧૬ મી અકટોબર ૧૮૮૩, લગન રોજ ૧ લો માહા ૭ મો સને ૧૨૭૨ યઝદે તા૦ ૧૪ મી મારચ ૧૯૦૩ ને દીને ભાઇ બમનજી કાવશજી પાલનજી શેઠનાની સાથે થયા હતા (જુઓ તખતી ૨ જી) બીજા બેટી મેહેરબાઈ, જનમ રોજ ૨૮ મો માહા ૨ જો સને ૧૨૫૪ યઝદે તા૦ ૧૫ મી મે ૧૮૮૪ લગન રોજ ૧૧ મો માહા ૭ મો ૧૨૮૧ યઝદે તા૦ ૨૧ મી મારચ ૧૯૧૨ ને દીને ભાઇ દીનશા સોરાબજી ખોરી સાથે થયા હતા ફરઝંદો –શીરીનબાઈ, જનમ રોજ ૧૧ મો માહા ૧૦ મો સને ૧૨૮૪ યઝદે તા૦ ૧૯ મી જુન ૧૯૧૫ હોરમસજી, જનમ રોજ ૧૭ મો માહા ૧૨ મો સને ૧૨૮૫ યઝદે તા૦ ૨૩ મી આગસ્ત

૧૯૦૫ ફીરોઝ, જનમ રોજ ૪ થો માહા ૧૨ મો સને ૧૨૮૭ યઝદે. તા૦ ૧૦ મી આગસટ ૧૯૧૮, રૂશતમ, જનમ રોજ ૧૧ મો માહા ૭ મો સને ૧૨૮૯ યઝદે તા૦ ૧૯ મી મારચ ૧૯૨૦ વીળરબાઇ, રોજ ૨૨ મો માહા ૮ મો સને ૧૨૯૨ યઝદે તા૦ ૩૦ મી મારચ ૧૯૨૩

ત્રીજા બેટી જરબાઈ, જનમ રોજ ૧૩ મો માહા ૯ મો સને ૧૨૫૫ યઝદે તા૦ ૨૮ મી મે ૧૮૮૫ લગન રોજ ૩૦ મો માહા ૩ જો સને ૧૨૭૯ યઝદે તા૦ ૧૧ મી ડીસેમબર ૧૯૦૯ ને દીને ભાઈ પેસ્તનજી બમનજી જીજીભાઈ ગજદર સાથે થયા હતા (જુઓ તખતી નાં ૨) ફરઝંદો-શીરીનબાઇ, જનમ રોજ ૩૦ મો માહા ૨ જો સને ૧૨૮૦ યઝદે તા૦ ૧૧ મી નવેમબર ૧૯૧૦, તેહેમીના, જનમ રોજ ૮ મો માહા ૪ થો સને ૧૨૩૧ યઝદે તા૦ ૧૯ મી ડીસેમબર ૧૯૧૧ જીજીભાઈ, જનમ રોજ ૨૩ મો માહા ૩ જો સને ૧૨૮૩ યઝદે તા૦ ૩ જી ડીસેમબર ૧૯૧૩

બાઇ શીરીનબાઇનુ ચોઠુ ફરઝંદ ભાઈ જાગીર અરદેશર વીકાજી, જનમ રોજ ૨૫ મો માહા ૪ થો સને ૧૨૫૯ યઝદે તા૦ ૯ મી જાનેવારી ૧૮૯૦, એઓ હાલ શાહારાનપુર અને ચકરાતા વચે બ્રીટીશ શીપાઇઓને લાન લેઈ જાવ કરવાના કનતરાકતના કામમા મશગુલ છે

મરહુમ શેઠ કુવરજી બમનજી શઠનાના ત્રીજા બેટી બાઈ દીનબાઈ જનમ રોજ ૨૩ મો માહા ૪ થો સને ૧૨૩૬ યઝદે તા૦ ૧૩ મી જાનેવારી ૧૮૬૭.લગન રોજ ૨ મો માહા ૫ મો સને ૧૨૫૫ યઝદે તા૦ ૬ ઠી ફેબરવારી ૧૮૮૬ ને દીને શેઠ પેશતનજી કાવશજી પાલનજી શેઠના સાથે થયા હતા (જુઓ તખતી ૨)

મરહુમ શેઠ કુવરજી બમનજી શઠનાના ચોઠા બેટી બાઈ પીરોજ બાઈ, જનમ રોજ ૨૯ મો માહા ૧૧ મો સને ૧૨૩૭ યઝદે તા૦ ૧૫ મી આગસટ ૧૮૬૮ લગન રોજ ૧૯ મો માહા ૬ ઠો સને ૧૨૪૯ યઝદે તા૦ ૬ ઠી મારચ ૧૮૮૦ ને દીને શેઠ ખરશેદજી હોરમસજી કેપતન સાથે થયા હતા શેઠ ખરશેદજી કેપટનનો જનમ રોજ ૧૯ મો માહા ૩ જો સને ૧૨૩૫ યઝદે. તા૦ ૧૦ મી ડીસેમબર ૧૮૬૫ ને દીને થયો હતો ફોરટ હાઈસ્કુલમા કેળવણી લેઈ, ૧૮૮૩મા મેત્રીકની પરીક્ષામા બે ઇનામો સાથે પસાર કરી, એલફીનશતન કોલેજમા જોડાયા હતા અને સને ૧૮૮૮મા બી. એ ની ડીગ્રી મેળવી હતી શેઠ ફીરોઝ ખરશેદજી શેઠના સાથે અતરે ગોલડ મોહોર મીલસ કુ ઉભી કીધી હતી હાલ "રીતાયરદ" જીદગી ગુજારે છે ફરઝંદો —

ભાઈ હોરમસજી જનમ રોજ ૨ જો માહ ૯ મો સને ૧૨૫૭ યઝદે તા૦ ૧૯ મી મે ૧૮૮૮ સને ૧૯૦૪ મા મેટ્રીક થઇ, સને ૧૯૦૮ મા સેંટ ઝેવયર કોલેજમાથી બી એ ની ડીગરી મેળવી હતી. સને ૧૯૧૧ મા એલ એલ બી ની ડીગરી મેળવી અને ૧૯૧૭ મા સોલીસીતરની પરીક્ષા મી૦ પેસતનજી, રુસ્તીમ, કોલાહના આરતીકલડ તરીકે પસાર કીધી હતી અને મેસરસ પેન હો મા એસીસતનટ સોલીસીતર તરીકે ચાર વરસ કામ કરી, હાલ સેનત્રલ બેંક ઓફ ઇનડયામા મેનેજીંગ ડીરેક્તરના અગત મદદનીશ અને સેક્રેતરીનો ઓહદો ભોગવે છે

મરહુમ બાઈનુ બીજુ ફરઝંદ બેહેન તેહેમીના, જનમ રોજ ૧૫ મો માહ ૪ થો સને ૧૨૬૦ યઝદે તા૦ ૩૦ મી ડીસેમબર ૧૮૯૦ મરકીના રોગથી ૨૨ વરસની કોમળ વયે રોજ ૧ લો માહ ૧૧ મો સને ૧૨૮૦ યઝદે તા૦ ૧૦ મી જુલાઇ ૧૯૧૧ ને દીને ગુજર પામયા હતા

ત્રીજુ ફરઝંદ કાવશજી, જનમ રોજ ૧૭ મો માહ ૧૦ મો સને ૧૨૬૧ યઝદે તા૦ ૨૯ મી જુન ૧૮૯૨ લગન રોજ ૨૩ મો માહ ૭ મો સને ૧૨૯૨ તા૦ ૩૧ મી મારચ ૧૯૨૨ ને દીને બેહેન દીનબાઈ તે મરહુમ શેઠ ધનજીશા બમનજી દીનશાજી ખાનની બેટી સાથે થયા હતા એઓ હાલ મી૦ કાગા અને હીલેલ (શેર દલાલો) સાથે શેરોની દલાલીનુ કામ કરે છે ફરઝંદ—જુઓ—જનમ રોજ ૨૩ મો માહ ૭ મો ૧૨૯૨, તા૦ ૩૦ મી મારચ ૧૯૨૪

બાઇ પીરોજબાઇનુ ચોથુ ફરઝંદ, બેહેન શીરીનબાઈ જનમ રોજ ૧૯ મો માહ ૧૨ મો સને ૧૨૬૨ યઝદે તા૦ ૩૦ મી આગસ્ટ ૧૮૯૩ લગન રોજ ૧૨ મો માહ ૪ થો સને ૧૨૮૬ યઝદે તા૦ ૨૧ મી ડીસેમબર ૧૯૧૬ ને દીને ભાઈ દારાબશા પેસતનજી કાવશજી શેઠના સાથે થયા હતા (જુઓ તખટી ૨)

ભાઈ મેરવાનજી ખરશેદજી કપતાન—એઓ બાઈ પીરોજબાઈના પાચમા ફરઝંદ—જનમ રોજ ૨૧ મો માહ ૯ મો સને ૧૨૬૭ યઝદે તા૦ ૨ જી જુન ૧૮૯૮ એઓ સને ૧૯૧૫ મા મેટ્રીક થઈ વેપારી કોલેજ Sydenham College of Commerce મા દાખલ થઇ સને ૧૯૨૩ મા છેલ્લી પરીક્ષા પસાર કરી B Com ની ડીગ્રી મેળવી છે

બાઈ પીરોજબાઇ થોડા દીવસની માદગી ભોગવી રોજ ૧૯ મો માહ ૬ ઠો સને ૧૨૯૧ યઝદે તા૦ ૨૭ મી ફેબરવારી ૧૯૨૨ ને દીને ૫૪ વરસની ઉમરે ભારે દનગીરી વચે ગુજર પામ્યા હતા એઓના ઉઠમણામા રૂ જુદા જુદા ધરમખાતાઓમા આપનામા આવ્યા હતા

બાઈ હમલીબાઈ તે મરહુમ શેઠ બમનજી કાવશજી શેઠનાના છોકરી, અને શેઠો ખરશેદજી તથા કુવરજીના બેહેન એવોનો જનમ આશરે ૧૮૧૭મા થયો હતો લગન આપણા કુટુંબી શેઠ રૂસ્તમજી પાલનજી શેઠના સાથે થયા હતા મરણ રોજ ૨૬ મો માહા ૧૧ મો સને ૧૨૫૮ તા૦ ૮ મી આગશટ ૧૮૮૯ એઓના ઉઠમણામા રૂ ૬૫૦ ધરમ ખાતે આપ્યા હતા એઓ વીશે એવુ સાભળ્યુ હતુ જે એક વખત સખત માદગીમા ડાકતરે મરણ પામેલા જણાવ્યા, અને એઓને નહવરાવી સચકાર કરવાની તઈયારી ચાલી, તેવામા એઓના નહાના ભાઈ શેઠ કુવરજી બમનજી એક ફ્રેન્ચ ડા૦ ને બોલાવી લાવ્યા, તેને પેટમા આગથી શેકી તો બાઈ હમલીબાઈ તરત હુશયાર થયા, અને "શુ જોયચ" પુછતા, આદુનો મુરબ્બો ખાવા માગ્યો! તે પછી એઓ ઘણા વરસ જીવ્યા હતા એવોના ખાવીદ શેઠ રૂસતમજી પાલનજી શેઠના તે શેઠ પાલનજી રૂસતમજી નશરવાનજી શેઠનાના ચોઠા છોકરા થતા હતા એઓ પણ આપણા કુટુંબમાજ હતા (જુઓ તખતી ૧૩) એઓ શે૦ રૂસતમજીની પ્રથમ બહારકોટમા દારૂની દુકાન હતી, તે પછી હાજીશેઠ અગીઆરી ગલીમા સોડા, લેમોનેડ બનાવવાનુ કારખાનુ કાહાડ્યુ હતુ, જે એ શેઠના મરણ પછી એઓના બેટા શેઠ પેસતનજીએ વેચી નાખ્યુ હતુ શેઠ રૂસતમજીનું મરણ રોજ ૧૭ મો માહા ૧૧ મો સને ૧૨૫૦ તા૦ ૧ લી આગસ્ટ ૧૮૮૧ ને દીને નીપજ્યુ હતુ એઓના ઉઠમણામાં રૂ ૫૨૦) ધરમ ખાતે આપવામા આવ્યા હતા

(એઓ શેઠનુ કુટુંબ આપણા કુટુંબ સાથ આગલા વરશોમા કઈભી સબધ ધરાવતુ હોવુજ જોઈએ, એવુ ગુજરેગ સગાઓથી સાભળી, તેઓની વંશાવલી પણ શોધી કાહાડી આચે ચોપડીમા દાખલ કરવાને દુરસ્ત ધારયુ છે) તખતી નં૦ ૧૩

**શેઠ પેશતનજી રૂસતમજી પાલનજી શેઠના**—જનમ મુંબઈમા રોજ ૮ મો માહા ૧૦ મો સને ૧૨૦૦ યઝદે તા૦ ૬ ઠી જુલાઇ ૧૮૩૧ થોડી અંગ્રેજી કેળવણી લઇ, પોતાના મામા મરહુમ શેઠ ખરશેદજી બમનજીની મેહેરબાનીથી તેઓની પેહેડીમા નોકરીએ રેહ્યા, અને સને ૧૮૫૧ મા પેહેલા શાગરદ મરહુમ શેઠ કુવરજી બમનજીના મદદનીશ તરીકે ગયા, અને જુજ વરશમા શેઠ કુવરજીના

મુબાઈ આવ્યા પછી, એવો શેઠ પેસતનજી શાગહાઈની પેહેડીના મેનેજર અનારરીર સને ૧૮૮૧ સુધી થયા હતા તે પછી મુબઈની પેહેડીમાજ પોતાના મરણુની આશરે બે મહીના આગમજ સુધી વફાદારી અને નીયમીત નોકરી મજાવી હતી ઘણાજ ધીમા પણ અસાધારણ રીતે ચોક્સ, જાજા બોલનાર નહિ, પણુ મુગે મોઢે કામ કરનાર એક પ્રમાણીક, સીધ્ધા ગ્રહસ્થ હતા પોતાના બીજા ધણીઆણી બાઇ હીનબાઈના મરણ પછી એઓ ત્રીજીવાર બાઇ માનેકબાઈ વાડીઆ સાથે રોજ ૨૯ મો માહા ૧૦ મો સને ૧૨૬૪ યઝદે તા૦ ૧૧ મા જુલાઈ ૧૮૯૫ ને દીને વાદરે ખાતે ૬૪) વરસની વયે લગન કીધા હતા, અને એઓને બચ્ચાની ઘણી ઉમેદ હતી, તે ખોદાએ પાર પાડી અને ૮૧) વરસની ભાગ્યશાળી ઉમરે ગુજર પામ્યા, તેઆરે ૪ છોકરા અને ૧ છોકરીને સુખી હાલતમા મુકી ગયા શાગહાઈ ખાતે જેટલા વખત એઓએ મેનેજર તરીકે કામ બજાવ્યુ, તે અરસામા શાગહાઈની અનજુમનના ધરમના ફંડના એક ટ્રસ્ટી હતા એઓનુ મરણુ રોજ ૮ મો માહા ૧૨ મો સને ૧૨૮૧ યઝદે તા૦ ૧૫ મી આગશટ ૧૯૧૨ ને દીને ૮૧) વરસની ઉમરે નીપજ્યુ હતુ એઓના બેટાઓ—ભાઇ રૂસતમ જનમ રોજ ૨૧ મો માહા ૯ મો સને ૧૨૬૫ યઝદે તા૦ ૨ જી જુન ૧૮૯૬

એઓના લગન રોજ ૮ મો માહા ૬ ઠો સને ૧૨૯૦ યઝદે તા૦ ૧૪ મી ફેબરવારી ૧૯૨૧ ને દીને બેહેન આનાબાઇ નસરવાનજી પટેલ સાથે થયા હતા, અને ફરઝદ બુચો પેસતનજી જનમ રોજ ૨૮ મો માહા ૭ મો સને ૧૨૯૨ યઝદે તા૦ ૫ મી એપરેલ ૧૯૨૩ પ્રીવીયસની પરીક્ષા પસાર કરી હાલ ઇલેકતરીકળ એનજીનયર તરીકે તાતા કંપની મા નોકરી કરે છે બીજા બેટા ભાઈ હોરમજી, B A થઇ B Sc નો અભયાસ કરે છે, જનમ રોજ ૨૩ જો માહા ૬ ઠો સને ૧૨૫૮ યઝદે તા૦ ૧૯ નવેમબર ૧૮૯૮ ત્રીજી ફરઝદ બેહેન હોમાય જનમ રોજ ૮ મો માહા ૬ ઠો સને ૧૨૬૯ યઝદે તા૦ ૧૯ મી ફેબરવારી ૧૯૦૦ એઓના લગન રોજ ૪ થો માહા ૮ મો ૧૨૮૯ યઝદે તા૦ ૧૧ મી એપરેલ ૧૯૨૦ ને દીને ભાઈ રૂસતમજી બાપુજી ગાધી સાથે થયા હતા

ચોથુ ફરઝદ ભાઇ શાવકશા, જનમ રોજ ૨૧ મો માહા ૧ લો સને ૧૨૭૦ યઝદે તા૦ ૫ મી અકટોબર ૧૯૦૦, અને પાચમુ ફરઝદ ભાઈ અરદેશર જનમ રોજ ૧૯ મો માહા ૧૦ મો સને ૧૨૭૨ તા૦ ૩૦ મી જુન ૧૯૦૨ એ ભાઈઓ કોલેજનો અભયાસ કરે છે

## શેઠ કાવશાજી ફરામજી શેઠના

કાઉશ શેઠના સઉથી નહાના છોકરા શેઠ ફરામજીના એવો દીકરા હતા એવોનો જનમ પણ બીજા પીત્રાઇઓ માફક સુરતના રૂસતમપરામા રોજ ૨૭ મો માહા ૫ મો સને ૧૧૯૧ તા૦ ૨૯ મી મારચ ૧૮૨૨ ને દીને થયો હતો, પણ પોતાના બીજા પીત્રાઇ ભાઈઓ માફક ભાગ્યશાળી હતા નહી, કારણ જે જનમ પછી ચોથે દીવસે રૂસતમપરામાં મોટી આગ લાગી, સઘ્વે માલ મોલકત બળી ગેઈ, તે વેળા શેઠના કુટુંબના ૮—૧૦ ઘેરો હતા, તે સરવે ખાખ થઇ ગયા એવોના માતાજી બાઇ નાલીબાઇ ઘણા હીમતવાન હોવાથી, પોતાની કેડે એ બચ્ચાને બાંધી નહાનપરામા જઈ રેહેયા હતા એ રીતે જનમથીજ હાડમારી વેથી, થોડી ઘણી અગ્રેજી કેળવણી લેઈ સને ૧૮૪૦ ના સાળમા પોતાના કાકાના હુકમથી તેઓને કામમા મદદ કરવા કનતાન ઉપડી ગયા પ્રથમ કનતાન અને તે પછી હાગકાગના બંદરે પેહેડીનુ કામ પોતાના પીત્રાઇઓ સાથે મળી ભાગમા ચલાવતા હતા ચીનની ૪—૫ સફરો કરી છેલ્લા સને ૧૮૬૦માં મુબાઈ આવી સને ૧૮૭૪ સુધી પેહેડી સાથનો સબધ કાયમ રાખ્યો હતો તે પછી સવત ૧૯૩૧ના સાલથી (ઓકટોબર ૧૮૭૪ થી) પોતાનો ભાગ પેહેડીમાથી કાહાડી નાખી, વ્યાજ વતાવ, શેરો વગેરેનો ધંધો કરતા હતા પોતે અનુભવી, અને અણગીવાળા હોવાથી કરકસરથી પોતાની થોડી પુંજી સારી રીતે વધારી શકયા હતા. પોતાના ગરીબ સગાઓને હમેશા દીલસોજીથી મદદ કરવાને સેવટની ઘડી સુધી ચાલુ રાખ્યુ હતુ જો કે મેસરસ ખરશેદજી બમનજીની કંપની માથી પોતાની ભાગીદારી છુટી કીધી હતી, તે છતા પોતાને હીસાબે સુતર, અફીમ મજકુર પેહેડી હસતક કમીશનથી વેચવા ચીન મોકલતા હતા. તા- ૧ લી મારચ ૧૮૯૦ રોજ ૧૬ મો માહા ૪ થો સને ૧૨૫૯ ને વાર શનેઉને દીને સવારના ક૦ ૮॥ ને અમલે ૬૮ વરસની ઉમરે ચાલુ નબલી તબીયતને કારણે થઇ ગુજર પામયા હતા એવોના ઉથમણામા રૂ ૨૬૫૦) જુદાં જુદા ધરમ ખાતાઓમા અપાયા હતા એવોના ધણીઆની બાઇ માનેકબાઇ તે મરહુમ શેઠ આદરજી ફરામજી શેઠનાના બેટી શેઠ કાવશાજીની ૭) વરસ અગાઉ રોજ ૨૪ મો માહા ૫ મો સને ૧૨૫૨ તા૦ ૯ મી ફેબરવારી ૧૮૮૩ વાર શુકરને દીને સાંજના કલાક ૫॥ ને અમલે ૫૮, વરસની ઉમરે બેહેસ્તનશીન થયા હતા બાઈ માનેકબાઈનો જનમ દીવસ રોજ ૭ મો માહા ૮ મો સને ૧૧૯૪ યઝદેજરદી તા૦ ૭ મી મે ૧૮૨૫ નો હતો. શેઠ કાવશાજીને તાંહા બે બેટીઓ બાઈઓ હીરાબાઈ તથા નવાજબાઇ હતી, અને કોઇ બેટો હૈયાત નહી હોવાથી, પોતાની દીકરી

બાઈ નવાજબાઇના બેટા બરજોરજીને પાળકતરીકે પોતાના વીલમા મેકવી ગયા હતા

પારશી પ્રકાસમા એઓ શેઠ વીશે નીચલી નોધ જણાય છે

શેઠ કાવસજી ફરામજી શેઠના—ઉમર વરસ ૭૮) એવણ સને ૧૮૪૦ થી ચીન ખાતે પોતાના કાકા મરહુમ શેઠ પેસતનજી કાવસજી શેઠના તરફથી વ્યાપારને અરથે આવજાવ કરતા હતા, અને ૧૮૪૨મા તેમના મરણ બાદ અતરે તથા ચીનમા પોતાના પીત્રાઇઓ (શેઠ કાવસજી પાલનજી, ખરશેદજી બમનજી, અને કુવરજી બમનજી) સાથે વહીવટ ચલાવતાં હતા.

મરહુમ શેઠ કાવસજી ફરામજીના વડા બેટી બાઇ હીરાબાઈ, જનમ રોજ ૪ થો માહા ૧૧ મો સને ૧૨૧૦ યઝદે તા૦ ૨૬ મી જુલાઈ ૧૮૪૧ લગન રોજ તા૦ ને દીને શેઠ એદલજી મનચેરજી જવેરી સાથે થયા હુતા જેઓ રોજ ૨૨ મો માહા ૯ મો સને ૧૨૪૮ યઝદે તા૦ ૮ મી જુન ૧૮૭૯ ને દીને કાબુલની લડાઇમા કોમીસરયટ ખાતામા ગયા હતા, તાહાંજ કોલેરાથી મરણ પામ્યા હતા બાઈ હીરાબાઇ રોજ ૭ મો માહા ૭ મો સને ૧૨૮૯ યઝદે તા૦ ૧૫ મી મારચ ૧૯૨૦ ને દીને અહેરી મધે ૭૮) વરસની ઉમરે બેહેશ-તનશીન થયા હતા ફરઝદો —પીરોજબાઈ અને જરબાઇ, બેહેન પીરો-જબાઈનો જનમ રોજ ૨૫ મો માહા ૨ જો સને ૧૨૩૧ યઝદે તા૦ ૧૮ મી નવેમબર ૧૮૬૧ લગન—રોજ ૨૮ મો માહા ૬ ઠો સને ૧૨૪૬ યઝદે તા૦ ૧૫ મી મારચ ૧૮૭૭ ને દીને શેઠ રૂશતમજી નશરવાનજી ડોયાજી સાથે થયા હતા બાઈ પીરોજબાઇનુ મરણ રોજ ૧૭ મો માહા ૩ જો સને ૧૨૭૯ યઝદે તા૦ ૨૮ મી નવેમબર ૧૯૦૯ ને દીને ૪૮) વરસની ભર જુવાન વયે નીપજયુ હતુ એ બેહેન ઘણા રાક, થનડા સ્વભાવના હતા એઓને તાહા કશા ફરઝદની વરધી થઈ હતી નહી બેહેન જરબાઈ તે બાઇ હીરાબાઈના બીજા બેટી જનમ રોજ ૮ મો માહા ૪ થો સને ૧૨૩૭ યઝદે તા૦ ૨૯ મી ડીસેમબર ૧૮૬૮ લગન, રોજ ૧૦ મો માહા ૮ મો સને ૧૨૫૫ યઝદે તા૦ ૨૫ મી એપરેલ ૧૮૮૬ ને દીને ભાઇ કેખશરૂ બમનજી ગાદેવયા સાથે થયા હતા ફરઝંદો —બમનજી, (જનમ રોજ ૧૨ મો માહ ૧૨ મો સને ૧૨૫૭ યઝદે તા૦ ૨૪ મી આગસ્ટ ૧૮૮૮ લગન રોજ ૧ લો મહા ૫ મો સને ૧૨૮૩ યઝદે તા૦ ૧૦ મી જાનેવારી ૧૯૧૪ ને દીને બેહેન મેહેરબાઇ ફરામજી કરાણી સાથે થયા હતા); માનેકબાઇ (જનમ રોજ ૪ થો માહા ૧૨ મો સને ૧૨૬૨ યઝદે તા૦ ૧૫ મી આગસ્ટ ૧૮૯૩. લગન રોજ

૧૩ મો માહા ૫ મો સને ૧૨૮૫ યઝદે તા૦ ૨૨ મી જાનેવારી ૧૯૧૬ ને દીને ભાઇ નાદરશા જાગીરજી ઘડીઆલી સાથે થયા હતા); નરીમાન (જનમ રોજ ૪ થો માહા ૧ લો સને ૧૨૬૫ યઝદે તા૦ ૧૯ મી સપટેમબર ૧૮૯૫), મેહેરબાઇ (જનમ રોજ ૨૨ મો માહા ૪ થો સને ૧૨૬૬ યઝદે. તા૦ ૪ થી જાનેવારી ૧૮૯૭)

મરહુમ શેઠ કાવસજી ફરામજી શેઠનાના નહાના બેટી બાઈ નવાજબાઈ, જનમ રોજ ૮ મો માહા ૭ મો સને ૧૨૧૯ યઝદે તા૦ ૨ જી એપરેલ ૧૮૫૦ લગન રોજ ૨૬ મો માહા ૩ જો સને ૧૨૨૬ યઝદે તા૦ ૧૯ નવેમબર ૧૮૫૬ ને દીને શેઠ હોરમજજી કુવરજી શેઠના સાથે થયા હતા ફરઝંદો —ખરશેદજી, ફરામજી, નશરવાનજી (જુઓ પાને ૫૯ થી ૬૨)

## મરહુમ શેઠ ફરામજી કાવસજી શેઠનાના બે બેટી—બાઇઓ પીરોજબાઇ અને વીરબાઇજી

બાઈ પીરોજબાઇનો જનમ રોજ ૧૪ મો માહા ૧૨ મો સને ૧૨૦૦ યઝદે તા૦ ૧૧ મી આગોસ્ટ ૧૮૩૧, મરણ રોજ ૫ થો માહા ૧૨ મો સને ૧૨૭૧ યઝદે તા૦ ૧૫ મી આગશ્ટ ૧૯૦૨, એઓના લગન મરહુમ શેઠ ખરશેદજી માણેકજી ખાન સાથે થયા હતાં ફરઝંદો— દીનબાઈ, સોરાબજી, નવરોજી, આવાબાઇ, અને હોરમસજી.

બાઈ દીનબાઇનો જનમ રોજ ૨૮ મો માહા ૮ મો સને ૧૨૧૨ યઝદે. તા૦ ૨૫ મી મેએ ૧૮૪૩, એઓના લગન શેઠ શાપુરજી દાદાભાઇ ખાન સાથે થયા હતા ફરઝંદો — બચુબાઈ, માણેકજી, નવાજબાઈ, અને આઈમાઈ.

શેઠ સોરાબજી ખરશેદજી ખાન—જનમ રોજ ૧૦ મો માહા ૨ જો સને ૧૨૧૪ યઝદે. તા૦ ૫ મી નવેમબર ૧૮૪૮, એઓના લગન એઓના માસીના બેટી બાઈ બચુબાઈ માણેકજી સોરાબજી વાણીયા સાથે રોજ ૨૪ મો માહા ૬ થો સને ૧૨૩૪ યઝદે તા૦ ૧૫ મારચ ૧૮૬૫ ને દીને થયા હતા ફરઝંદો —બાઈજી, (જનમ રોજ ૨૩ માહા ૧ લો સને ૧૨૪૦ યઝદે. તા૦ ૧૪ મી અકટોબર ૧૮૭૦ લગન રોજ ૧૭ મો માહા ૯ મો સને ૧૨૫૫ ને તા૦ ૧ લી જુન ૧૮૮૬ ને દીને શેઠ હોરમસજી ડોસાભાઈ લવજીની સાથે થયા હતા); જરબાઈ (જનમ રોજ ૧૦ મો માહા ૪ થો સને ૧૨૪૫ યઝદે તા૦ ૨૯ મી ડીસેમબર ૧૮૭૫, મરણ રોજ ૧૮ મો માહા

